વર્ષ ૧ લું :: નવયુગ ગ્રંથમાળા :: પુસ્તક ૭ મું

# પુરસ્કાર અને બીજી વાતો

: અનુવાદક :

**દશરથલાલ જો[illegible]નાથ રાવલ**

નવયુગ પુસ્તક ભંડાર

દેવસાનો પાડો :: અમદાવાદ

વર્ષ ૧ લું : : નવયુગ ગ્રંથમાળા : : પુસ્તક ૭ મું

# પુરસ્કાર

અને

# બીજી વાતો

: : પ્રયોજક અને અનુવાદક : :

દશરથલાલ જગન્નાથ રાવલ

લીબર્ટી હૉાજ : : વિલેપારલા



નવયુગ પુસ્તક ભંડાર : દેવસાનો પાડો : અમદાવાદ

૧ લી આવૃત્તિ : : : : સંવત ૧૯૮૭


: પ્રકાશક :

જયંતિલાલ રેવાશંકર દોશી

: : નવયુગ પુસ્તક ભંડાર : :

: દેવસાનો પાડો : અમદાવાદ :





: એજન્ટ :

સી. જમનાદાસની કું.

બુકસેલર્સ અને પબ્લીસર્સ

પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબઈ નં. ૨


| | |
|---|---|
| વાર્ષિક ફાળો | છૂટક |
| ૦-૫-૬ | ૦-૬-૦ |
| ટપાલ ખર્ચ માફ | ટપાલ ખર્ચ જુદું. |


મુદ્રક : મૂળચંદભાઇ ત્રિકમલાલ પટેલ : ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ :
પાનકોરનાકા : અમદાવાદ.

# બે બોલ

**ચાર** માસ જેટલા અલ્પ સમય પછી ગૂજરાતી આલમ સમક્ષ મારું આ બીજું પુસ્તક ધરતાં મને આનન્દ થાય છે.

પહેલા પુસ્તકની જેમ આ વેળા પણ હિન્દી સાહિત્યનું રૂણ સ્વીકાર્યા સિવાય ચાલે તેમ નથી. અત્યારના ગૂજરાતી વાર્તા–સાહિત્ય પર હિન્દી સાહિત્યની જે છાપ છે, તે આ પુસ્તકમાંની વાર્તાઓમાં પણ થોડે ઘણે અંશે છે, છતાં હિન્દીમાંથી અનુવાદ કરવાની જે ગાડરીયા–વૃત્તિ આજના ઉગતા લેખકોના મનમાં પેસી ગઈ છે તે આમાં નથી. હિન્દી વાર્તા–સાહિત્યની જે શ્રેષ્ટતાઓ આપણા સાહિત્યમાં નથી તેને ગૂજરાતીમાં ઉતારવાનો આ નમ્ર પ્રયાસ છે. તેમાં કેટલે અંશે સફળતા મળી છે તે તો વાચકને જોવાનું રહે છે.

હિન્દી અને ગૂજરાતી સાહિત્યના તટસ્થ અભ્યાસીને એટલું તો જરૂર કબૂલ કરવું પડશે કે હિન્દી સાહિત્ય ક્ષેત્રમાં જેટલા કુશળ નવલિકા લેખકો છે તેટલા ગૂજરાતી સાહિત્ય–ક્ષેત્રમાં નથી અને તેથી જ ગૂજરાતી નવલિકા–સાહિત્ય પૂરેપૂરુ ફાલ્યું નથી. હા, શ્રી ધૂમકેતુ જેવા સિદ્ધહસ્ત નવલિકા લેખકોએ જે પહેલ કરી છે તે ઉપરથી સારા ભવિષ્યની આશા રાખી શકાય છતાં બીજા તરુણ લેખકો આ તરફ વળે એ જરૂર ઇચ્છિવા યોગ્ય છે.

અંતમાં, પુસ્તકમાં રહેલી ત્રૂટીઓ બદલ ઉદારદિલ વાચક વર્ગ દરગુજર કરશે એમ ઇચ્છું છું.

સીબર્ટી લૅાજ : વિલેપાર્લે
તા. ૯–૭–૩૧

દશરથલાલ જગન્નાથ રાવલ

# અનુક્રમ

## પુ ર સ્કા ર

પ્રભાતનાં હેમકિરણો પૃથ્વીપર પથરાતાં હતાં. સઘળે ઉલ્લાસમય વાતાવરણ ગૂંજતું હતું. કોઈ મહાઉત્સવની અજબ રોશની લોકોના દિલને અજવાળી રહી હતી. બાલકો કિલકિલાટ કરી રહ્યાં હતાં; સ્ત્રીઓ મંગળ ગીતોથી વાતાવરણ વધુ કોમળ બનાવતી હતી. રથ, હાથી વગેરેની હાર ગોઠવાઈ ગઈ હતી. રસ્તામાં માણસ સમાતું નહોતું. રોમનો કોઈ સીઝર કે ફ્રાન્સનો નેપોલિયન વિજયની વરમાળ પહેરી પાટનગરમાં પ્રવેશતો હોય એવો દેખાવ લાગતો હતો. સામેથી ધીમી ચાલે સ્વારી આવતી હતી. સ્વારીના મધ્ય ભાગમાં એક મદમસ્ત ગજરાજ પર, ચમરધારીઓની ઊડતી ચમરો વચ્ચે, નગરજનનાં નમન ઝીલતો, રાજા બેઠો હતો. સ્વારી આગળ વધતી હતી. લોકોની આંખો એ માનવ મેદનીમાંથી એ હાથી ઉપર બેઠેલી મહાવ્યક્તિને શોધી તૃષાર્ત નયને એનાં દર્શન પી રહી હતી.

નિર્મિત સ્થળે સ્વારી આવી અને મહારાજ હાથી ઉપરથી નીચે ઊતર્યા. સૌભાગ્યવતી સુંદરીઓએ મહારાજનાં આમ્રપલ્લવથી ઓવારણાં લીધાં; કુમારીઓએ મંજુલ સ્વરથી ગીતો ગાઈ બધાંને એકતાન કરી નાખ્યાં. લલનાઓનાં ફૂલ, કુમ્ કુમ્ ઝીલતાં ઝીલતાં રાજાજી આગળ વધ્યા.

મહારાજના મુખપર પ્રસન્નતાનું નૂર ઝગઝગી રહ્યું હતું. પુરોહિત વર્ગે સ્વસ્ત્યયન કર્યું: સુવર્ણ રંજિત હળની મૂઠ પકડી મહારાજે જોડેલા સુન્દર બળદોને ચાલવાનો સંકત કર્યો. વાજાં વાગવા લાગ્યાં. કિશોરી કુમારીઓએ પુષ્પ-વૃષ્ટિ કરી.

કોશલ દેશનો આ ઉત્સવ પ્રસિદ્ધ હતો. કોશલપતિને એક દિવસ ખેડૂત બનવું પડેલું–એ દિવસે ઈન્દ્રપૂજાની ધામધૂમ થતી; જ્યાફતો જામતી. નગરવાસીઓ એ પહાડી ભૂમિમાં આનંદ માણતાં. દરેક વર્ષે એ મહોત્સવ બહુ ઉત્સાહથી પળાતો. બીજાં રાજ્યોના રાજકુમારો પણ એમાં ભાગ લેતા.

મગધનો એક રાજકુમાર અરુણ પોતાના રથ પર બેસી કુતૂહલથી આ દૃશ્ય નીરખી રહ્યો હતો.

બીજનો થાળ ધરી કુમારી મધૂલિકા મહારાજની પાસે ઊભી હતી. થાળમાંથી બીજ લઈ મહારાજ જમીનમાં નાખ્યે જતા હતા. આ ખેતર મધૂલિકાની માલીકીનું હોઈ તેને આ માન આપવામાં આવ્યું હતું. મધૂલિકા તેના કૌશેય વસ્ત્રોમાં અપ્સરા સમી દીસતી હતી. એક હાથે વાળની લટો અને બીજે હાથે વસ્ત્રો સંકોરતી એ મુગ્ધા સૌન્દર્યની સાક્ષાત્ મૂર્તિ સમી લાગતી હતી. સમ્માન અને લજ્જાથી તેનું મુખ નીચું નમી ગયું હતું. સર્વ લોકો તો મહારાજની બીજ બોવાની ક્રીયા જોઈ રહ્યા હતા; પણ રાજકુમાર અરુણ તો અનિમેષ નેત્રે મધૂલિકા તરફ તાકી રહ્યો હતો. તેના હૃદયમાં જાણે અવાજ ઊઠતો હતો: 'અહા ! કેટલું ભોળું સૌન્દર્ય ! કેવું મનોહર મુખડું !'

ઉત્સવનું પ્રધાન કાર્ય સમાપ્ત થઈ ગયું. પુરસ્કારમાં મહારાજે મધૂલિકાના થાળમાં કેટલીક સુવર્ણ મુદ્રાઓ નાખી. કુમારીએ તે ઊપાડી મહારાજ પર પ્રેમપૂર્વક પાછી નાંખી. સર્વ આંખો મધૂલિકાના તેજસ્વી મુખ પર ચોંટી. મહારાજ પણ આ દૃશ્યથી કંઈક ક્રોધાયમાન થયા. વિનયપૂર્ણ સ્વરે કુમારી બોલી: 'દેવ ! આ મારા વડવાઓની ભૂમિ છે. એને વેચવી એ અપરાધ ગણાય. તેથી આપનું મૂલ્ય–સ્વીકાર કરવું એ મારી શક્તિની બહાર છે.'

મહારાજના બોલતા પહેલાં વૃદ્ધ મંત્રી તતડી ઊઠ્યા: 'અક્કલહીન કુમારી ! શું બકી રહી છે ? અનુગ્રહનો તિરસ્કાર ? તારી ભૂમિનું આ ચારગણું મૂલ્ય છે; કોશલનો આ નિશ્ચિત નિયમ છે. તું આજથી રાજકિય રક્ષણની અધિકારીણી બની. આ ધન સ્વીકારી સુખી થા !'

'રાજકીય રક્ષણની અધિકારી તો સારી પ્રજા યે છે. મંત્રીવર! મહારાજના ચરણમાં આ ભૂમિ સમર્પવાને મને કંઈ પણ વાંધો નથી, પણ મૂલ્ય–સ્વીકાર અસંભવિત છે.' મધૂલિકા ઉત્તેજિત સ્વરે બોલી.

મહારાજના સંકેત પરથી મંત્રી બોલ્યો: 'દેવ! વારાણસી–યુદ્ધના અન્યતમ્ વીર સિંહમિત્રની આ એકની એક કન્યા છે.' મહારાજ ચોંકી ઊઠયા: 'સિંહમિત્રની કન્યા! જેણે મગધની સ્હામે કોશલની લાજ રાખી હતી, તે જ નર–શાર્દૂલની આ મધૂલિકા કન્યા?'

'હા દેવ!' મંત્રીએ સૂર પૂર્યો.

'આ ઉત્સવનો પરંપરાગત નિયમ શું છે, મંત્રીવર?' મહારાજે પૂછ્યું.

'દેવ! નિયમ તો સાધારણ છે. કોઈની સારી ભૂમિ પસંદ કરી તેના માલિકને તેનું બહુ મૂલ્ય આપવામાં આવે છે; જગતની મૂળ કિમ્મત કરતાં ચારગણી કિમ્મત બક્ષવામાં આવે છે, પછી આખું વર્ષ એ ખેતર રાજાની હકુમત હેઠળ રહે છે અને તેના મૂળ માલિકનો હક તેના ઉપરથી ઊઠી જાય છે.'

મહારાજ અત્યંત શ્રમિત થઈ ગયેલા હોવાથી તેમને આરામની જરૂર હતી. જયઘોષના નાદ વચ્ચે માનવમેદનિ વીખરાઈ ગઈ. સર્વે પોતપોતાના સ્થાનકે ચાલ્યા ગયા. મધૂલિકા તેના ખેતરના ખૂણે આવેલા એક વૃક્ષની નીચે ચુપચાપ બેસી રહી.

× × ×

ઉત્સવના કોલાહલને બદલે હવે પૂર્ણ શાન્તિ પથરાઈ ગઈ. રાજકુમારને મધૂલિકાની મુલાકાત ન થઈ. તે તેના રાજભવનમાં જઈ પલંગમાં પડયો. તેણે નિદ્રા માટે ઘણાં યે ફાંફાં માર્યા પણ મનમાં ઊઠતા તરંગો તેના હૃદયમાં જબરી ઉથલપાથલ મચાવી રહ્યા હતા. તેની આંખ આગળ મધૂલિકાની મનહર મૂર્તિ વારંવાર ખડી થઈ તેના ઉત્સુક હૃદયને વધુ ઉત્તેજીત કરતી હતી. ઊંઘ આવવી વ્યર્થ છે એમ ધારી તે ઊઠયો; બારી બ્હાર નજર ફેંકી. સર્વત્ર અંધારુ જામ્યું

હતું. દ્વાર પર ઘોડો તૈયાર હતોઃ તેના પર બેસી તેણે ચાલવા માંડયું. રક્ષકો નિદ્રાદેવીના અંકમાં ઝૂલતા હતા પણ ઘોડાના દાબડાના અવાજથી જાગી ઊઠયા.

રાજકુમારે એડી મારી ઘોડો છોડી મૂકયો. ઘૂમતો ઘૂમતો તે મધૂલિકા જે વૃક્ષ નીચે નિદ્રાધીન પડી હતી ત્યાં આવી પહોંચ્યો. અશ્વ પરથી ઉતરી તે ધીમે પગલે કુમારીની નજીક ગયો. ઊભાં ઊભાં તેણે નિદ્રાવશ કુમારીનું સૌન્દર્ય પીધા કર્યું. મધૂલિકાનાં ઘાટીલાં ગાલો પર તે એટલો બધો મુગ્ધ બન્યો કે તેને પોતાની અવસ્થાનું પણ ભાન ન રહ્યું. યુવકની આ ધૃષ્ટતાથી જાણે ક્રોધિત થઈ હોય તેમ સ્હામેના ઝાડ પરથી કોકિલા ગર્જી: ‘ નાદાન માનવી ! એકાંતમાં સૂતેલી કુમારીકાનું સૌન્દર્યપાન કરતાં શરમ નથી આવતી ?’ કુમારી જાગી અને એક અપરિચીત યુવકને પોતાની તરફ દષ્ટિ ફેંકતો જોયો. અવાચક બની ગઈ હોય તેમ તે કંઈ ન બોલી શકી. શાન્તિનો ભંગ કરતો યુવાન બોલ્યોઃ ‘ ભદ્રે ! ગઈ કાલના ઉત્સવની તું સંચાલક નહોતી ?

‘ ઉત્સવ ? હા, ઉત્સવ તો હતો. ’

‘ કાલ એ સન્માન...’

‘ કાલનું સ્વપ્ન આપને સતાવી રહ્યું છે ? ભદ્ર ! આ અવસ્થામાં પણ જંપવા નહિ દો ? ’

‘ મારા હ્રદયમાં તારી મૂર્તિ જડાઈ ગઈ છે. ’

‘ અહા ! માનવ–હ્રદય કેટલું સ્વાર્થમય છે ? યુવક વીર ! આપને કદાચ ખબર નહિ હોય કે તમારા આ શબ્દો મારા હ્રદયાગ્નિમાં ઘી રેડે છે. ક્ષમા કરો ! આ એકાંત સ્થાનમાં અબળાને ન સતાવો. ’

‘ મારી હ્રદયસમ્રાજ્ઞી ! હું મગધનો રાજકુમાર તારા પ્રેમની ભીક્ષા માગી રહ્યો છું. મારા હ્રદયની આ ઈચ્છાને સંતોષી તારી આ અવદશા દૂર કર. ’

‘ રાજકુમાર ! હું ખેડૂત–પુત્રી છું. આપ નંદનવિહારી અને હું પૃથ્વી પર પરિશ્રમ કરી જીવનારી. આજ મારી સ્નેહ–ભૂમિ પરથી

મારો અધિકાર છીનવી લેવામાં આવ્યો છે. હું દુઃખાગ્નિમાં સળગું છું; મારો ઉપહાસ ન કરો.'

'હું કોશલ–નરેશ પાસેથી તારી ભૂમિ પાછી અપાવીશ.'

'ના; એ કોશલનો રાષ્ટ્ર–નિયમ છે. હું એ બદલવા નથી ચાહતી : ભલે મારા પર દુઃખના ડુંગર તૂટી પડે.

'ત્યારે તારું રહસ્ય શું ?'

'એ રહસ્ય માનવ–હૃદયનું છે; મારું નથી. રાજકુમાર ! જો આ નિયમોથી માનવહૃદય બંધાતું હોય તો આજ મગધના રાજકુમારનું હૃદય કોઈ રાજકુમારી તરફ ન ખીંચાતાં એક ખેડૂત–પુત્રીનું અપમાન કરવા ન આવત.' મધૂલિકા ઊઠી ઊભી થઈ.

આ મર્મબાણથી ઘાયલ થઈ રાજકુમાર ઝડપથી ચાલ્યો ગયો. કિશોર કિરણોમાં એનો રત્ન–કિરીટ ચમકી ઊઠ્યો. સ્તબ્ધ થઈ કુમારી તેના ઘોડાથી ઊડતી ધૂળની આંધી તરફ જોઈ રહી. તેનું હૃદય ભરાઈ આવ્યું અને આંખમાંથી આંસુની ધારા ચાલી.

× × ×

મધૂલિકાએ રાજાનું પ્રતિદાન ન લીધું. તેણે બીજા ખેતરમાં કામ કરવા માંડ્યું અને ગુજરાન પૂરતું મેળવી સુખેદુઃખે દિવસ ગુજારવા લાગી. મધૂક વૃક્ષની નીચે એક ન્હાનીશી ઝૂંપડી બાંધી રહેવા માંડ્યું. આખો દિવસ કામ કરી, લૂકોસૂકો રોટલો ખાઈ પ્રભુ પર આસ્થા રાખી તેણે પોતાની સ્વચ્છ પર્ણકુટીમાં સ્વર્ગ રચ્યું. આખા દિવસના પરિશ્રમ છતાં તેના શરીરની કાન્તિ ભલભલી રાજ-રમણીઓના સૌન્દર્યને શરમાવે તેવી હતી. આજુબાજુના ખેડૂતોમાં તેનું સારું માન હતું. ટૂંકમાં, તે આદર્શ કુમારી હતી.

વરસાદના દિવસો હતા. બહાર ઘોર, ગંભીર રજની ભલભલા હિમ્મતવાનોના માન મૂકાવવાને બસ હતી. આકાશ વાદળથી છવાયલું હતું; ઘડી ઘડી વિજળીના ચમકાર અને મેઘના ગડગડાટ રાતની

નિરવ શાંતિનો ભંગ કરતા હતા. મધૂલિકાના ઝૂંપડામાં ધીમે ધીમે પાણી ટપકતું હતું. એક ખૂણામાં બેસી તે પોતાની દીન દશા પર વિચાર કરતી બેઠી હતી. કપડાના અભાવે તેનું અંગ કંપતું હતું. પણ તેના મ્હોં પર શોચની કે દીનતાની રેખા ફરકતી નહોતી. તેના સ્મરણ–પટ પર એક વાત–જૂની વાત તરી આવી: 'બે, નહિ–નહિ, ત્રણ વર્ષ વહી ગયાં. આ જ મધૂક વૃક્ષની નીચે, પ્રભાતમાં તરુણ રાજકુમારે શું કહ્યું હતું ?'

શંકિત મને તેણે હૃદયને પૂછવા માંડયું : 'શું કહ્યું હતું ?'

હૃદયે જવાબ આપ્યો હોય તેમ તેને સાંભરી આવ્યું: 'હા, એના કહેવા પ્રમાણે કર્યું હોત તો–તો આ ઝૂંપડીને બદલે મહેલમાં વસતી હોત; આમ કકડતી ઠંડીમાં ભીંસાવાને બદલે ગરમ કપડાંના ઢગમાં લદાઈ સુખશૈયામાં પોઢી હોત ! પણ ના; આ ગરીબી શું ખોટી છે ? માથે આવી પડેલી ગરીબી કરતાં આપે કરીને ઓઢી લીધેલી ગરીબીનો ગજબ સહન કરવામાં કંઈ ઓર મઝા રહેલી છે. ઉન્નત મસ્તકે કિસ્મતના ઘા ઝીલવા એ તો કોક વીરલ વિભૂતિનું કામ છે. નીચી મુંડીએ પકવાન જમવાં તેના કરતાં જાત–મહેનતથી સૂકી રોટલી જમવાની હું વધારે પસંદ કરું છું.' આમ તેના મનમાં વિચારની પરંપરા ચાલી રહી હતી. બહાર મેઘના કડકડાટ વધતા જતા હતા. વિજળી પડવાથી વૃક્ષો જમીન પર પડતાં હતાં અને તેનો અવાજ મધૂલિકાના કોમળ જીગરમાં ભયના ચીલા પાડતો હતો. આ ધમસાણમાં બહારથી કોઈનો તીણો અવાજ આવ્યો ? 'કોણ છે અંદર ? પથિકને આશ્રય મળી શકશે ?' કુમારીએ બારણું ઊઘાડયું. વિજળીના ચમકારમાં એક જુવાન મુસાફર ઘોડાની લગામ પકડી ઊભેલો જોયો. કોઈ પરિચીત મુખડું જોયું હોય તેમ તે બોલી ઊઠી: 'રાજકુમાર !' 'મધૂલિકા !' આશ્ચર્યચકિત થઈ રાજકુમાર બોલ્યો. બન્ને મૌન રહ્યાં. દરમિયાન મનમાં કલ્પનાના ઘોડા ઊડવા લાગ્યા: મૌનભંગ કરતી તે બોલી : 'આટલા સમય પછી ફરીથી ?' અરુણે

કહ્યું: 'મેં કેટલું સમજાવી–પણ...' મધૂલિકા બોલી: 'આજ તમારી આ દશા ક્યાંથી?' શિર ઝૂકાવી અરુણે ઉત્તર દીધો: 'મગધનો વિદ્રોહ કરી હું કોશલમાં આજીવિકા ખોળવા આવ્યો છું.' અંધકારમાં મધૂલિકા હસી પડી: 'મગધના વિદ્રોહી રાજકુમારનું એક કૃષકબાલિકા સ્વાગત કરે: એ પણ કીરતારની કેવી કૃતિ? ગમે તેમ હો પણ સ્વાગત કરવાની મારી ફરજ છે.'

× × ×

દિવસભરના તાપથી અકળાયલું જગત દૂધ સમી ચાંદનીમાં નહાતું હતું. સર્વત્ર સુમસામ હતું. અંધકારમા ભીષણ દેખાતાં વૃક્ષોનાં જૂથ અત્યારે રમ્ય લાગતાં હતાં. આ સમયે એક વડની નીચે અરુણ અને મધૂલિકા વાર્તાલાપ કરતાં બેઠાં હતાં. કુમારીના મ્હોં પર સંતોષની રેખાઓ ફરકતી હતી; કુમાર અત્યંત સાવધાનપણે વાત ચલાવતો હતો.

મધૂલિકાએ પૂછ્યું: 'આવી દુઃખદ સ્થિતિમાં હોવા છતાં આ સૈન્યની શી આવશ્યકતા છે?'

'મધૂલિકા! બાહુબળ એ તો વીરોની આજીવિકા છે. એ મારા જીવન મરણના સાથીઓ છે. હું તેમને કેમ ત્યજી શકું?'

'આ મુઠ્ઠીભર માણસો આપને શી સહાય કરી શકશે?'

'કુમારી! આ ન્હાનું પણ સિંહોનું જૂથ છે. એક એક સૈનિક વખત આવ્યે પ્રાણ ધરી દે એવો છે. તેમની મદદ વડે તો હું નવું રાજ્ય સ્થાપીશ. હું નિરાશ કેમ બનું?' અરુણના શબ્દોમાં કલ્પના હતી, અંતરની વેદનાનું પ્રતિબિમ્બ હતું.

'નવું રાજ્ય? ઓહ! તમારો ઉત્સાહ તો પર્વતો હઠાવવા જેટલો છે, પણ એ તો કલ્પનાનાં ઊડુગન? કુમાર! તમારામાં કવિના કલ્પના વિહારની પણ છાંટ છે ખરી!'

'એ કલ્પનાનો આનંદ નથી, મધૂલિકા! હું તને રાજરાણી બનાવી મારી જોડે રાજસિંહાસન પર બેસાડીશ. તારું ખેતર પાછું અપાવું તો જ હું મગધનો રાજકુમાર!' એક ક્ષણમાં મધૂલિકાના મનમાં પ્રમા-

દની આંધી ફરી વળી—દ્વંદ મચી રહ્યું. તેણે તરત કહ્યું: ‘ ઓહ ! હું આજ સુધી સાચા દિલથી તમારી પ્રતિક્ષા કરતી હતી, રાજકુમાર!’ અરુણ તેનો હાથ દબાવતાં બોલ્યોઃ ‘ પ્રીયે ! તું ખરા જીગરથી મને ચાહે છે કે તારો આ પ્યાર ક્ષણિક છે ? ’

યુવતિની છાતી અભિમાનથી ફૂલી; તે કંઈ પણ બોલી ન શકી. ઉત્સાહના આવેશમા અરુણ બોલી ઊઠયોઃ ‘ તારી ઈચ્છા હોય તો પ્રાણના જોખમે પણ આ કોશલના સિંહાસન પર તને બેસાડી દઉં. મધૂલિકા અરુણની તલવારનું પાણી માપવા ચાહે છે ? ’ કુમારી એક વાર કંપી ઊઠી, એક પળમાં તેના મ્હોં પર ભયની રેખા ફરી ગઈ. એ કહેવા ચાહતી હતી, ના—તેના મુખમાંથી વચન નીકળી પડયું: ‘શું ?’

‘ ખરું, મધૂલિકા ! કોશલ—નરેશ તારા માટે ચિન્તીત છે. હું જાણું છું કે તારી સાધારણ પ્રાર્થનાનો પણ અસ્વીકાર નહિ કરે. મને એ પણ ખબર છે કે કોશલનો સેનાપતિ મોટા સૈન્ય સહિત પહાડી લોકોને દાબી દેવા બહુ દૂર ચાલી ગયો છે.’

મધૂલિકાની આંખમાં વિજળીઓ હસવા લાગી. દારુણ ભાવનાથી તેનું મસ્તક હાલી ઊઠયું. અરુણે કહ્યું: ‘કાં અબોલ રહી ? ’

‘ જે કહેશો તે કરીશ.’ મંત્રમુગ્ધ મધૂલિકાએ ઉત્તર વાળ્યો.

× × × ×

સુવર્ણમંચ ઉપર કોશલનરેશ અર્ધનિદ્રિત અવસ્થામાં સૂતા છે. એક યુવતિ ઊભી ઊભી ચમર ઢાળે છે. એટલામાં પ્રતિહારીએ આવીને કહ્યું: ‘જય થાઓ દેવ ! એક સ્ત્રી કંઈક પ્રાર્થના કરવા ચાહે છે.’ આંખો ખોલી મહારાજે કહ્યું: ‘સ્ત્રી ! પ્રાર્થના કરવા આવી છે ? આવવા દો ! ’ પ્રતિહારીની સાથે મધૂલિકા આવી, નમ્રતાથી તેણે નમન કર્યું. થોડી વાર સુધી તાકીને જોયા પછી મહારાજ બોલ્યાઃ ‘ તને કંઈ જોઈ છે ખરી.’

‘ ત્રણ વર્ષ થયાં દેવ ! મારી ભૂમિ ખેતીને માટે લીધી હતી.’

'ઓહ ! તો આટલા દિવસ દુઃખમાં વિતાવી હવે મૂલ્ય માગવા આવી છે? વારુ, તને તે મળશે. પ્રતિહારી !'

'ના, મહારાજ ! મારે મૂલ્ય ન ખપે.'

'મૂર્ખ બાલિકા ! ત્યારે તારે શું જોઈએ?'

'એટલી જ ભૂમિ દુર્ગના દક્ષિણ નાળાની સમીપની જગામાંથી કાઢી આપો. ત્યાં હું મારી ખેતી કરીશ. મને એક સાથી મળી ગયો છે. તેનાં માણસોની મદદથી જમીન સાફ કરીશ.'

મહારાજ બોલ્યાઃ 'ખેડૂ પુત્રી ! એ બહુ ખાડા–ટેકરાવાળી જમીન છે. ત્યાં એક સૈનિક રાખવો પડશે.'

'તો હું નિરાશ હૃદયે ચાલી જઉં?'

'સિંહમિત્રની કન્યા ! હું શું કરું? તારી આ પ્રાર્થના...!'

'દેવ ! જેવી આજ્ઞા.'

'જા, તું મજૂરોને કામે લગાડ. હું અમાત્યને આજ્ઞાપત્ર દેવાનો આદેશ કરું છું.'

'જય થાઓ દેવ !' પ્રણામ કરી મધૂલિકા રાજમંદિર છોડી ગઈ.

× × × ×

દુર્ગના દક્ષિણ નાળા પર ધાડું જંગલ છે. આજ ત્યાં માણસોના પદસંચારથી શૂન્યતાનો ભંગ થઈ રહ્યો છે. અરુણના છૂપાયેલા માણસો સ્વતંત્રતાથી અહીં તહીં ટહેલી રહ્યા છે. ઝાડવાં વગેરે કાપી નાખી રસ્તો સાફ થઈ રહ્યો છે. નગર દૂર હોવાથી ભાગ્યે જ કોઇ બીજું માણસ નજરે પડતું. મહારાજની આજ્ઞાથી અહીં મધૂલિકાનું ખેતર બની રહ્યું હતું.

એક સુન્દર કૂંજમાં અરુણ તથા મધૂલિકા હર્ષ છલકતે નેત્રે એક બીજા સામું જોઈ રહ્યાં છે. દિનકર પોતાનું કાર્ય સમાપ્ત થયું. સમજી પશ્ચિમ ક્ષિતિજમાં ધીમે ધીમે ડૂબે છે. માણસોના આક્રમણથી ભયભીત બની પક્ષીઓ આમતેમ ઊડે છે.

પ્રસન્નતાથી અરુણની આંખો ચમકી ઊઠી. સૂર્યનાં અંતિમ કિરણો

વનઘટાને ચીરી કુમારીનાં વિકસેલાં કપોલો પર ઠરી તેની કાન્તિમાં અજબ ઉમેરો કરતાં હતાં. અરુણ બોલ્યો: 'ચાર પ્રહર પછી આ જીર્ણ કલેવર કોશલની રાજધાની શ્રાવસ્તીમાં તારો અભિષેક થશે, અને હું મગધનો વિદ્રોહી રાજકુમાર–એક સ્વતંત્ર રાષ્ટ્રનો અધિપતિ બનીશ. મધૂલિકા !'

'અજાયબ, અરુણ ! હું તમારું સાહસ દેખી ચકિત બનું છું. ફક્ત સો સૈનિકથી તમે...'

'રાત્રીના ત્રીજા પહોરમાં મારી વિજય–યાત્રા શરુ થશે, પ્રિયા!'

'તમને આ વિજયની પૂર્ણ ખાતરી છે?'

'જરૂર; આજની રાત તું આ જીર્ણ ઝૂંપડીમાં આરામ લે; કાલે રાજમંદિરમાં પોઢવા મળશે.'

મધૂલિકાના મ્હોં પર સ્મિત ફરકયું. પણ તેના અંતરના ઊંડાણ-માં અરુણના વિજય વિષે શંકાના દાવ ખેલાતા હતા. ઘડી ઘડી તે અધીરી બની બાળકની જેમ પ્રશ્નો કરતી હતી. અરુણ, કો વૃદ્ધ અનુભવીની જેમ તેની સર્વ શંકાઓનું સમાધાન કરતો. સહસા કંઇ વિચાર આવતાં તે બોલ્યો: 'પ્રિયે! અંધકાર વધતો જાય છે. તારે હજી દૂર જવાનું છે અને મારે પણ અર્ધરાત્રી પહેલાં થોડું કામ આટોપી લેવાનું છે. ચાલો હવે જઈએ.'

× × × ×

રસ્તો અંધકારમાં ડૂબી ગયો હતો, મધૂલિકાના હૃદયમાં પણ અંધકારનાં જૂથ જામ્યાં હતાં, તેનું મન નિરાશાથી ભરાઈ ગયું; થોડી પળ પર તેના વદન ઉપર જે મધૂરતાની રેખાઓ રમતી હતી તે અદૃશ્ય થઈ ગઈ. જેટલી સુખ–કલ્પનાઓ હતી તે બધી મહદ્ દુઃખના રૂપમાં ફેરવાઈ ગઈ. તેનું હૃદય ભયભીત થઈ ગયું. પહેલો ભય અરુણના સંબંધમાં ઉત્પન્ન થયો, તેને શંકા હતી કે 'અરુણ તેના સાહસમાં નિષ્ફળ થયો તો?' બીજા ભયની કલ્પના ઊઠી: 'શ્રાવસ્તી દૂર્ગ અને વિદેશીના હાથમાં જશે? મગધ કોશલનો ચીરશત્રુ. ઓહ! એનો

વિજય ! કોશલ નરેશે શું કહ્યું હતું ? "સિંહમિત્રની કન્યા." સિંહમિત્ર કોશલનો રક્ષક-વીર; એની કન્યા આજ શું કરવા તત્પર થઇ છે ? નહિ, નહિ, "મધૂલિકા," "મધૂલિકા." એ નિબિડ અંધકારમાં એના સ્વર્ગસ્થ પિતા તેને પોકારતા હોય એમ લાગ્યું, તે ભાન ભૂલી; ખરા રસ્તાની તેને ખબર ન રહી.

એક પ્રહર રાત વીતી, છતાં મધૂલિકા તેની ઝૂંપડી સુધી ન પહોંચી, જાણે કોઈ બીજી દુનિયામાં વીચરતી હોય તેમ તે ધીમે પગલે રસ્તો કાપતી હતી. તેની આંખો સામે ઘડીકમાં સિંહમિત્રની તો ઘડીકમાં તેના હૃદયદેવતા અરુણની મૂર્તિ ખડી થતી. આમ તે નિશ્ચેતન દશામાં ચાલતી હતી એટલામાં કંઈ અવાજ સાંભળવાથી ચોંકીને ઊભી રહી. લગભગ સોએક સશસ્ત્ર ઘોડેસ્વારો સામેથી ઝપાટાબંધ આવતા હતા. તેમના મોખરે એક નવયુવક પોતાના પાણીદાર અશ્વને કૂદાવતો ચાલ્યો આવતો હતો. તેના એક હાથમાં ઘોડાની લગામ અને બીજા હાથમાં કાળની લસલસતી જીભ જેવી તલવાર ચમકતી હતી. ટૂકડી ઠેઠ પાસે આવ્યા છતાં મધૂલિકા તેના સ્થાનથી ખસી નહિ. ટૂકડીનો નેતા આગળ આવ્યો અને અંધકારમાં પત્થર સમી ઊભેલી કૃતિને જોઈ પડકાર કર્યો: 'કોણ ?' પણ કંઈ ઉત્તર ન મળ્યો. વ્યક્તિના આવા વિચિત્ર મૌનથી ક્રોધિત થઈ બીજો અશ્વારોહી કડક સ્વરે બોલ્યો: 'તું કોણ છે સ્ત્રી ? કોશલના સેનાપતિને જલ્દી ઉત્તર આપ !'

અડગ ઊભેલી રમણી બોલી: 'બાંધી લો, મને બાંધી લો. મારી હત્યા કરો ! મેં અપરાધ કર્યો છે.'

સેનાપતિ ખડખડ હસી પડયો, ને બોલ્યો: 'પાગલ લાગે છે.'

'પાગલ ? ના, ના, પાગલ હોત તો આટલી બધી વિચાર વેદના ન હોત ! સેનાપતિ ! મને કેદ કરી રાજા પાસે લઈ લો.'

'શું છે ? સ્પષ્ટ જણાવ !'

'શ્રાવસ્તીનો દૂર્ગ એક પહોરમાં પરદેશીઓના હાથમાં જઈ પડશે. દક્ષિણુ નાળા પરથી આક્રમણુ થવા સંભવે છે.'

સેનાપતિ ચમકી ઊઠયો. આશ્ચર્ય ચકિત થઇ તેણે પૂછયુંઃ 'શું તું ખરું કહે છે?'

'હું સત્ય કહું છું; સેનાપતિ જલ્દી કરો!'

સેનાપતિએ એંશી સૈનિકોને નાળાની તરફ જવા આજ્ઞા કરી અને જાતે વીસ અશ્વારોહીઓ લઈ દૂર્ગ તરફ જવા ઊપડયો. મધૂલિકા કેદ થઈ એક ઘોડેસ્વાર સાથે ચાલવા લાગી.

× × × ×

શ્રાવસ્તીનો દૂર્ગ–કોશલનું કેન્દ્ર–રાત્રીની નિઃસીમ શાન્તિમાં લપટાઈ મીઠી નિદ્રા લેતો પડયો હતો. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય હતું. પહેરા પરનો ઝોકતો પ્રહરી ઘોડાના દાબડાના અવાજથી ચોકી ઊઠયો. તે સ્વસ્થ થાય એટલામાં તો કેટલાક અશ્વારોહીઓ વેગથી દ્વાર પર આવી પહોંચ્યા. સેનાપતિ આવ્યાની ખાતરી થતાં તેણે બધાને દૂર્ગમાં દાખલ કર્યા. સેનાનાયકે અશ્વ પરથી ઊતરી તેને પૂછયુંઃ 'અગ્નિસેન! દૂર્ગમાં કેટલા સૈનિકો હશે?'

'સેનાપતિનો જય હો! બસ્સો!'

'તેમને જલ્દી સજ્જ કરો. સો સિપાઈઓ લઈ તમે દૂર્ગની દક્ષિણુ દિશા તરફ ચૂપચાપ ચાલ્યા જાઓ. સંપૂર્ણ શાન્તિ જાળવજો.'

મધૂલિકાને લઈ સેનાપતિ મંદિર તરફ ચાલ્યો. જઈને પ્રતિહારીને તેના આગમનની ખબર મહારાજને કહેવા કહ્યું. પ્રતિહારીએ સુખ–નિદ્રામાં ડૂબેલા કોશલનરેશને જાગૃત કર્યા. આજ્ઞા મળતાં બન્ને અંદર ગયાં. સેનાપતિ બોલ્યો 'જય હો દેવ! આ સ્ત્રીને લીધે મારે અહીં આવવું પડયું છે.'

સ્થીર આંખો કરી મહારાજે કહ્યુંઃ સિંહમિત્રની કન્યા! અહીં ક્યાંથી? તારું ક્ષેત્ર તૈયાર નથી બન્યું? કંઈ ખામી? સેનાપતિ!

દુર્ગની દક્ષિણ તરફની ભૂમિ મેં આને બક્ષી છે; એ બાબતમાં આપને શું કહેવું છે ?'

'દેવ ! કોઇ ગુપ્ત શત્રુ દક્ષિણ નાળા તરફથી દુર્ગ પર આક્રમણ કરવા તૈયાર થયા છે. આ સ્ત્રીએ એ વાતની મને ખબર આપી.'

ચકિત નયને રાજા કુમારી તરફ જોઈ રહ્યો. એ કાંપી ઊઠી. ઘૃણા અને લજ્જાની મિશ્રિત ભાવભરી રેખાઓ તેના વદન પરથી પસાર થઈ ગઈ, રાજાએ પૂછયુંઃ 'મધૂલિકા ! આ સાચું છે?'

'હા, મહારાજ !'

રાજાએ સેનાપતિને કહ્યુંઃ 'સૈનિકોને એકત્ર કરી તમે ચાલો ! હું પણ આવું છું.' સેનાપતિના ગયા પછી રાજાએ કહ્યુંઃ 'સિંહમિત્રની કન્યા ! તેં એક વાર ફરીથી કોશલ ઉપર ઉપકાર કર્યો છે. આ સૂચના દઈ તેં પુરસ્કારનું કામ કર્યું છે. વારુ, તું અહીં થોભ; પ્રથમ એ આક્રમણકારીઓનો પ્રબંધ કરું.'

× × × ×

સાહસના ઘેનમાં અંધ બનેલો અરુણ કેદ પકડાયો. શ્રાવસ્તીના લશ્કરે વિજયઘોષથી ગગન ગજાવી મૂકયું. નગરમાં સર્વત્ર આનંદની છાયા છવાઈ ગઈ. આજે દરબારગઢના સભામંડપમાં માણસોની ઠઠ જામી છે. બધાના મ્હોં પર ધિક્કારની આછી રેખાઓ રમતી માલુમ પડે છે.

સર્વત્ર ચુપકીદી ફેલાઇ. જમ જેવા સિપાઈઓના પહેરા વચ્ચે અરુણ સમીપમાં આવ્યો. તેના મ્હોં પર શાન્તિ અને અભિમાનની લાગણી તરવરતી હતી. મેદનિમાંથી હુંકાર આવ્યોઃ 'વધ કરો.' સર્વની સાથે સમ્મત થઈ રાજાએ ચૂકાદો આપ્યોઃ 'પ્રાણદંડ.' મધૂલિકાને બોલાવી. પાગલની જેમ અસ્થિર પગલાં માંડતી તે સિંહાસન સન્મુખ શિર ઢાળી ઊભી રહી. કોશલનરેશે પ્રશ્ન કર્યોઃ 'મધૂલિકા ! તારે જે બદલો જોઈતો હોય તે માગ !'

કુમારી ચૂપ રહી.

રાજા ફરીથી બોલ્યો: ' મારી પોતાની જેટલી જમીન છે તેટલી હું તને બક્ષીસ આપું છું.' મધૂલિકાએ બંદિવાન અરુણ તરફ એક અર્થપૂર્ણ દૃષ્ટિ ફેંકી અને બોલી: 'મારે કંઈ ન જોઈએ.'

અરુણ હસી પડયો.

રાજાએ કહ્યું: 'ના, હું તને જરૂર આપીશ; માગી લે ! '

' તો મને પણ પ્રાણ દંડ આપો ! ' કહી તે રાજકુમાર અરુણની પાસે જઇ ઊભી રહી.

# દેવી

સો વર્ષ ઉપરની આ વાત છે.

કડકડતા શીયાળાની લાંબી રાત હતી. દિવસ ભરના થાકથી થાકેલી દુનિયા નિદ્રાદેવીના અંકમાં બેફામ પડી હતી. સર્વત્ર સૂમસામ હતું. એકાએક દેવીદયાળુની આંખ ખૂલી ગઈ. આંસપાસ નજર ફરી તો સ્ત્રી ન દેખાઈ, પછી અંધારામાં અહીં તહીં હાથ ફેલાવતાં માલુમ પડ્યું કે, તે તેના પગ આગળ, તેની ન્હાની દેહલતા સંકોરી, કો મુલાયમ પુષ્પના પૂંજ સમી સૂતી છે. યૌવનના ઝબકાર તેના અંગ ઉપર સ્થળે સ્થળે દેખાતા હતા. સોળ વર્ષની એ નવયૌવના હમણાં જ તેની નિર્દોષ કિશોરાવસ્થા છોડી યૌવનના આંગણે પગ મૂકતી હતી. દેવીદયાળુએ સાવધાનીથી રજાઈ લઈ તેના અંગ ઉપર ઢાંકી.

દેવીદયાળુની ઉમ્મર વીસ વર્ષની હતી. તેના શરીરના સાંધે સાંધામાં જુવાની ઊભરાતી હતી. તેના મ્હોં પર સ્હામાને સ્નેહ ઉત્પન્ન કરે એવું સ્મિત ફરકતું હતું; તેની આંખોમાં મમતાનું જાદુ હતું; તેની ચાલમાં જુવાનીની મસ્તી હતી. સંસ્કૃતમાં પ્રવીણતા મેળવી હવે તેને ફારસી શીખવાનો ચસ્કો લાગ્યો હતો. તેના એ મસ્ત જીવનમાં અમૃત સીંચનારી તેની માતાએ, આ દુનિઆના પગથાર ક્યારનાયે ત્યજી દીધા હતા. તેના પિતા તેની માતાની ખોટ પૂરવા ઊભા હતા. પિતાજી પરમ

પંડિત હતા, મોટા ધર્માત્મા હતા, શક્તિના ઉપાસક હતા, ગામના એક પ્રતિષ્ઠિત નાગરિક હતા, આ બધા ગુણોને લીધે તેમનું આદર-સન્માન ઠીક હતું. લોકો ધારતા કે દેવી દયાળુના પિતા જગદંબાપ્રસાદ ત્રિપાઠી સિદ્ધ પુરુષ છે, આદ્ય શક્તિ તેમના પર આફરીન છે. ગામનાં બધાંય માણસો તેમની તરફ માનની લાગણીથી જોતાંઃ દુનિયાની દોંગાઈને ઘોળી પીધેલા બુઢ્ઢા અને દુનિયાના ડહાપણને ખીસ્સામાં રાખી ફરનાર જુવાનો તેમને દેવતા તરીકે પૂજાતા. કોડઘેલી યુવતીઓ, અને ઝેરમય જીવન જીવતી આધેડ વયની વિધવાઓ; ગરીબોના લોહી પર નભતા મૂડીવાદી શેઠીઆઓ, અધ મૂઠી ચોખા પર જીવતા ગરીબ ભીક્ષૂકો, જગદંબા પ્રસાદની વિદ્વત્તા પર મોહીત હતા.

દેવી દયાળુએ તેના નવીન જીવનમાં, કદી કદી નવીન પ્રણયની માદકતાનો અનુભવ કરવાનો આરંભ કર્યો. વિવાહ તો પાંચ–છ વર્ષ પહેલાં થઈ ગયો હતો, પણ પત્નીની સાથે રહેવાનો સમય હમણાંજ પ્રાપ્ત થયો હતો. પત્નીનું નામ દયાવતી હતું.

સ્ત્રીને રજાઈ ઓઢાડી દેવી દયાળુએ તેના ગુલાબી અધરો પર હાથ ફેરવ્યો તો તે ખૂબ ઠંડા લાગ્યા. ધીમે રહી તેણે એક હેત ભર્યું ચુંબન કર્યું.

ચુંબને દયાવતીની શ્વાસ લેવાની ગતીમાં ફેરફાર કર્યો હોય એમ જણાયું. દેવી દયાળુને ખબર પડી કે તેની પત્ની જાગે છે, તેણે ધીમેથી પૂકાર્યુંઃ ‘ દયા ! ’

નિસ્તબ્ધતાના પડદા ચીરી અવાજ વાતાવરણમાં રણક્યો. દયાનો કોકિલકંઠ ઊઘડયોઃ ‘ કેમ ? ’ રાત્રીના શાન્ત વાતાવરણમાં એ ‘ કેમ ’ કેટલો મધુર લાગતો હતો ? હજારો કોકિલાના સૂર તેની આગળ કાંઈજ વિસાતમાં ન્હોતા.

‘ શું તું હજી જાગે છે ? ’

‘ ના, હું તો સૂઈ રહી હતી. ’ દયાએ કહ્યું.

દેવીદયાળુએ પ્રેમના આવેશમાં દયાને પોતાના હૃદય સાથે ચાંપતાં કહ્યું: 'સૂઈ રહી હતી તો જવાબ કોણે દીધો?'

દયા ઘડીભર ચૂપ રહી, બે હૃદયોના થડકાર વિના કાંઈ જ સંભળાતું ન્હોતું.

પોતાની ભૂલ માલુમ પડતાં દયાએ વિચાર કરી કહ્યું: 'પહેલાં સૂઈ રહી હતી: હમણાં જ આંખ ખૂલી ગઈ.'

જાણે ઠંડા પહોરનાં ગપ્પાં ચાલતાં હોય તેમ દેવી દયાળુએ પૂછ્યું: 'હમણાં ક્યારે? વારુ, વખત કહે જોઈએ.'

'હમણાં ક્યારે?–હમણાં, અબઘડી.'

'એટલે?'

'જાઓ હું નથી જાણતી.' કહી દયાએ સ્વામીના બાહુપાશમાંથી છૂટવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો.

બન્ને ચૂપ રહ્યાં. હઠ ન છોડવા જાણે પ્રતિજ્ઞા કરી હોય તેમ બન્ને મૌન રહ્યાં. અંતે એ મૌનલીલાનો અંત આવ્યો, દયાની હાર થઈ, તેણે ઉત્તર દીધો: 'જ્યારે તમે–' કહેતાં કહેતાં તે થોભી.

'મ્હેં શું કર્યું?'

દયાએ ઝટપટ કહી દીધું: 'જ્યારે તમે મારું મ્હોં ચૂંમ્યું હતું–લો, બસ, હવે તો ખુશી થયા ને? શું મરદો આટલી હદે હઠીલા બનતા હશે?'

પ્રભાત ઉઘડવાને એક પ્રહરથી વધારે વાર હતી. પતિ–પત્ની જુદી જુદી વાતોમાં મશગૂલ બન્યાં. ઘણી ખરી વાતો પ્રેમના ધોરણ પર જ ઊભી હતી. હાય! સો વર્ષ પહેલાં આપણા પ્રપિતામહોના તરુણ વયસ્ક માતા પિતાઓની ગતિ–મતિ પણ આપણા જેવા અસાર, અપદાર્થ માણસોની માફક ચંચલ હતી. આટલા ભારે શાક્ત–પરિવારમાં જન્મવા છતાં પણ દેવીદયાળુએ હજુ સુધી, કોઈ પણ દિવસ પોતાની સ્ત્રી આગળ મુદ્રા–પ્રકરણ યા માતૃકાન્યાસની ચર્ચા ન્હોતી છેડી, તેણે પોતાની જીવનસંગીનીને યમ–નિયમ આદિ સંબંધમાં પણ તદ્દન અજાણ રાખી હતી.

બહુ વાતચીત કર્યા પછી દેવીદયાળુએ કહ્યું; 'જો, મારો પૂર્વમાં નોકરી કરવા જવાનો વિચાર છે.'

દયાએ કહ્યું: 'તમારે નોકરી કરવાની શી જરૂર છે? તમારે શી વાતની ઊણપ છે? આવા મોટા જમીનદારના બેટા થઈ નોકરી કરશો? અરે ભગવાન!'

'મને અહીં દુ:ખ નથી?'

'એવું કયું દુ:ખ તમને પજવે છે! જણાવશો?'

'તું મારા દુ:ખને સમજી જાય તો મારું દુ:ખ ઘડીભર પણ ટકે નહિ.'

સ્વામીનાં આ વચન સાંભળી દયાવતી ગૂંચવણમાં પડી: એવું કયું દુ:ખ તેના હૃદયનાથને પજવી રહ્યું છે તેનું મૂળ ન જણાતાં તેનું મ્હોં લેવાઈ ગયું. બહુ વિચારવા છતાં પણ તેનું કારણ તેને માલુમ પડી શકયું નહિ, આખરે તેને એક ઉપાય સૂઝી આવ્યો. તેણે કહ્યું: 'તમને બીજું શું દુ:ખ હોય? હું તમારા લાયક નથી: તે સિવાય બીજું શું કારણ હોઈ શકે?' દયા જાણતી હતી કે આ વાત કહેતાં દેવીદયાળુનું દિલ દુખાશે.

દેવીદયાળુએ પ્રિયાના મુખને અનેક ચુંબનોથી ન્હવરાવી પોતાના દિલ દુખાવ્યાનો બદલો લીધો, તે પછી તેણે કહ્યું: 'હા, તારા જ સંબંધમાં હું દુ:ખી છું. દિવસ ભર તારું મ્હોં જોવા નથી મળતું. ફક્ત રાત્રે મળવાથી મારી મુરાદ પૂરી નથી થતી, પરદેશમાં નોકરી કરવા જઈશ: ત્યાં આપણે દિવસ–રાત ભેગાં રહીશું, તે વખતે આપણો સંસાર કેવો સુખમય હશે?'

'નોકરી કરશો કે આખો દિવસ મારી સામે બેસી રહેશો? મને એકલી મૂકી તમે કચેરીમાં ચાલી જશો?'

'પણ હું કચેરીમાંથી જલ્દી પાછો આવીશ.'

દયાએ વિચાર્યું કે આ વાત શકય છે, પરંતુ એમાં સંકટોની પરંપરા છૂપાયેલી છે, દૂરથી રળિયામણા લાગતા એ ગૃહ સંબંધમાં કલેશનાં બીજ સમાયલાં છે.

'તમે મને સાથે તો લઈ જશો પણ ઘરવાળા તેમ કરવા દેશે?' સ્વામીના વિચારને કસોટીની એરણ પર મૂકતાં દયા બોલી.

'તને અહીંથી થોડે સુધી લઈ જઈશ, જ્યારે તું તારા પીયર ચાલી જઈશ ત્યારે કોઈને કહ્યા વગર હું ત્યાં આવીશ અને ત્યાંથી તને લઈ જઈશ.'

આ યુક્તિ સાંભળી દયા હસવા લાગી. આ બનવું શક્ય છે કે કેમ તેની તેને શંકા હતી.

'તો આપણે ત્યાં કેટલા દિવસ રહીશું?'

'વર્ષો સુધી.'

દયાને એક વાત સાંભરી આવી, તેણે કહ્યું: 'વારુ, એ બચ્ચાને છોડી પરદેશમાં બહુ વખત સુધી હું કેમ રહી શકું?'

દેવી દયાળુએ દયાના ગાલ પર ગાલ મૂકી તેના કાનમાં કહ્યું: 'ત્યાં સુધીમાં તને પણ પુત્ર થશે!'

આ વાત સાંભળી દયાનો હોઠથી તે કાન સુધીનો ભાગ લજ્જાથી લાલ થઈ ગયો, પણ અંધારામાં તે કોણ દેખી શકે તેમ હતું?

ઉપરોક્ત છોકરો દેવીદયાળુના મોટા ભાઈ તારાદત્તનો એકનો એક પુત્ર હતો. એ ઘરમાં દેવીદયાળુ જ સહુથી ન્હાનો ભાઈ હતો. પહેલાં આ પરિવારમાં બાલ-રાજ્યનું સિંહાસન બહુ દિવસથી ખાલી પડ્યું હતું, તેથી આ બાલકનો આટલો લાડ-પ્યાર હતો. એ બાલક આખા ઘરની આંખોનો તારો હતો. બચ્ચાની માતા હરદેવી તો-માતા થવાના ગર્વથી-જમીન પર સીધો પગ પણ ન્હોતી મૂકતી.

દયાએ એકાએક કહ્યું: 'આજે હજુ સુધી છોકરો કેમ નથી આવ્યો?' ચોથા પહોરે એ રોજ કાકી પાસે આવી જતો, એ તેનો નિત્ય-નૈમિત્તિક નિયમ હતો, તેમાં ભંગ કદી ન પડતો. ઘરમાં નોકર-ચાકરોની કમી નહોતી, છતાં પણ ઘરનું ઘણું ખરું કામકાજ દયા પોતાના હાથે કરતી, અને પોતાના સસરાના પૂજાપાઠ સંબંધી કામમાં તો એ કોઈને સ્વપ્નમાં પણ હાથ ન લગાડવા દેતી: પોતાનું સઘળું

કામ તે જાતે કરતી. દિવસભર એ ઘરની જંજાળમાં લપટાઈ રહેતાં છતાં તે બાલકને પળવાર પણ પોતાની નજરથી દૂર ન જવા દેતી. બાલકને પણ કાકી વિના ચેન ન પડતું. કાકીની મીઠી ગોદમાં પડી રહેવું તેને બહુ ગમતું. માતા કરતાં કાકીનો વ્હાલસોયો હાથ તેને વધારે હેતભર્યો લાગતો. પોતાની પથારીમાં થોડા વખત સુધી બેસાડી 'દયા' થપડાકો દઈ તેને રાતે ઊંઘાડતી. રાતના પાછલે પહોરે જાગતાં તે 'કાકી, કાકી' કરી રોવા લાગતો. આ પ્રગલ્ભતાને લીધે વચમાં વચમાં તેને હરદેવીના હાથનો પ્રસાદ (!) પણ ચાખવો પડતો, પણ તેથી તેનું રોવું બંધ થવાને બદલે, પૂર્ણતાને શીખરે પહોંચતું, ત્યારે હરદેવી તેને ગોદમાં લઈ, ક્રોધ અને ઊંઘથી કાયર બની, દયાના શયનાગારના દ્વાર પર ઊભી કહેતીઃ 'ન્હાની વહુ, એ ન્હાની વહુ! લઈ જા તારા છોકરાને.' એમ કહી, દયાના ઓરડાનાં દ્વાર ખૂલવાની રાહ જોયા વિના બાળકને જમીન ઉપર ઊતારી તે ચાલી જતી. એ વખતે દયા જાગતી રહેતી અને સૂઈ રહે તો બાલકનું રૂદન સાંભળી જાગી જતી અને પ્રેમથી તેને છાતી સરસો ચાંપતી. બાલકને પટાવી તે કહેતીઃ 'અરે, કોણે માર્યો મારા ભાઈને? ચાલ હવે ચુપ થઈ જા!' તેને તે પ્રેમથી પ્રસન્ન કરી દેતી, દરરોજ બાલકને કંઈને કંઈ મીઠું ખાવા મળતું, પાનના ડબામાં કોઈ દિવસ લાડુ, કોઈ દિવસ બરફી, તો કોઈ દિવસ સુતરફેણીઃ એમ રોજ તેના માટે જુદી જુદી જાતનું ખાવાનું તૈયાર રહેતું. ખાઈને તે કાકીની ગોદમાં આરામથી સૂઈ રહેતો. આજે તે ન આવવાથી દયાના મનમાં વિચારોની પરંપરા જાગી, તેણે કહ્યું: 'તેને આજ કંઈ તાવ તો નહિ આવ્યો હોય?'

'હજુ રાત બાકી છેઃ થોભ, બહાર જોઉં.'

દેવીદયાળુએ પથારીમાંથી ઊઠી ખડકી ખોલી. એક બાજુ વિશાળ બાગ આવેલો હતો, હજુ નિશાનાથે પોતાની સફેદ ચાદર સંકેલી લીધી ન્હોતી. હા; ચાંદનીનું તેજ ધીમે ધીમે વિલિન થતું હતું. દયા પણ ધીરેથી ઊઠી સ્વામીની બગલમાં આવી ઊભી રહી! શિતળ આમ્રકુંજમાં

કોયલ ટહૂકે તેમ શાન્ત વાતાવરણમાં તેને મીઠો અવાજ રણક્યો: ‘હવે રાત બહુ નથી.’

પોષ માસની ઠંડી હવા સનસનાટ કરતી ઓરડામાં પથરાવા લાગી. ચામડી ચીરી નાખે એવી કાતીલ ઠંડીમાં દયા અને દેવીદયાળુ બન્ને, ચન્દ્રના ફીક્કા અજવાળામાં એક બીજાને જોતાં ઊભાં હતાં.

‘મારો જીવ કોણ જાણે કેવો થઈ ગયો છે. છોકરો હજુ સુધી ન આવ્યો. કોઈ ભયંકર આગાહી મારા શરીરમાં ભયની થરેરાટી ઉપજાવે છે.’ દયાએ દૂર દૂર ક્ષિતિજમાં નજર નાખતાં કહ્યું.

‘હજુ તેનો આવવાનો સમય નથી થયો, જે દિવસે સૂઈ જાય છે તે દિવસે મોડો આવે છે, પણ છોકરો નથી આવ્યો એટલે તારું ચિત્ત વ્યાકુળ નથી થયું: વ્યાકુળ થવાનું કારણ હું જાણું છું.’ દેવીદયાળુએ કહ્યું.

‘વારુ, તો બતાવો.’

‘મેં નોકરી કરવા પૂર્વમાં જવાની ચર્ચા કરી, તેથી તારો જીવ ગભરાય છે.’ કહી દેવી દયાળુએ સ્ત્રીને પોતાની તરફ ખેંચી.

દયાએ ધીમેથી શ્વાસ છોડતાં કહ્યું: ‘મારી સમજમાં નથી આવતું. જાણે હવે તમારો મેળાપ નહિ થાય એમ લાગે છે.’

પત્નીની વાત સાંભળી દેવીદયાળુનો ચહેરો મ્લાન થઈ ગયો.

બહુ વખત સુધી તેઓ ઊભાં રહ્યાં—તદ્દન નિશ્ચલ, નિષ્પંદ, ચન્દ્ર ડૂબી ગયો. ઝાડો અંધારામાં છૂપાઈ ગયાં, પછી ખડકી બંધ કરી બન્ને પોતાના બિછાના પર આવ્યાં.

એટલામાં એક પ્રભાત—પક્ષિનો કિલકિલાટ કાને પડયો. ઊઘડતા સવારના સુંદર વાતાવરણમાં એ સ્વર ગાજ્યો અને પહાડોની કરાડોમાં અથડાઈ વીરમ્યો. દેવી દયાળુ તેની ગૃહિણીના વૃક્ષ:સ્થળથી લપટાઈ સૂઈ ગયો. દયાની આંખ પણ મળી.

દિવાકરનાં દિવ્ય કિરણો ઓરડાની છો પર નાચવા લાગ્યાં. દુનિયાથી દૂર દૂરના કોઈ અજાણ્યા પ્રદેશમાં વિહરતા એ પ્રેમી—યુગલને

એ કુદરતી નાચ જોવાની પરવાહ ન્હોતી. પ્રભાતનો પ્રાણદાયી પવન તેમના અંગ પર ફરી તેમને વધુ નિદ્રાધિન બનાવતો હતો.

એકાએક દેવી દયાળુના પિતાનો બહારથી અવાજ આવ્યો: 'દેવી!'

પુષ્પની મુલાયમ પાંખડી ખુલે તેમ પહેલી દયાની આંખ ઊઘડી, તેણે સ્વામીને ઢંઢોળી જગાડયો.

અંદરથી કંઈ ઉત્તર ન મળતાં જગદંબાપ્રસાદે ફરી પોકાર્યું: 'દેવી!' અવાજમાં હિમ્મતવાન હૃદયને હલાવે એવો કંપ હતો, વાતાવરણને થંભાવી દે એવી તન્મયતા હતી, ગંભીર માણસને પણ ગંભીરતમ બનાવે એવું ગાંભીર્ય હતું. અવાજ પરથી સ્પષ્ટ જણાતું હતું કે તે તેમના ગળાનો અવાજ હતો.

'આટલી વહેલી સવારે તો પિતાજી કદી બોલાવતા નથી, તેમનો અવાજ કેમ આમ થઈ ગયો હશે? શું બાળકની તબિયત ખરાબ થઈ ગઈ હશે?' વિચાર કરતાં દેવીદયાળુએ ઝટપટ ઊઠી કમાડ ખોલ્યાં.

સ્હામે જોયું તો પિતાજી લાલ રંગનું રેશમી ધોતીઉં પહેરી ઊભા હતા. કપાળમાં ભસ્મ હતી. ગળામાં રૂદ્રાક્ષની માળા ઝૂલતી હતી. ઠંડીને લીધે એક કાશ્મીરી શાલ ઓઢી હતી. આ શું! આજ આટલે તડકે પૂજાના વેશમાં! હંમેશાં તો ગંગાસ્નાન કરી આ વેષ ધારણ કરતા પણ આજ આમ કેમ? પળવારમાં આ ચિન્તા–પરંપરા દેવી દયાયુના મગજમાં ઉત્પન્ન થઈ.

કમાડ ખુલતાંજ જગદંબાપ્રસાદે પુત્રને પૂછયું: 'બેટા, ન્હાના વહુ કયાં છે?'

અવાજ પહેલાંની જેમ કાંપી રહ્યો હતો. દેવી દયાળુની તિક્ષ્ણ આંખો ઓરડાની ચારે દિવાલો માપી પાછી ફરી. દયા પથારીમાંથી ઊઠી, જરા વેગળે સંકોચાઈને ઊભી હતી.

જગદંબાપ્રસાદે પણ તેને જોઈ લીધી. વહુ પર નજર પડતાંજ તેમણે પાસે આવી તેના ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા.

દેવીદયાળુના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેનું મ્હોં સીવાઈ ગયું

પોતાના સસરાનો આવો અદ્દભૂત વ્યવહાર દેખી દયાવતી પણ સ્તબ્ધ થઈ ગઈ.

પ્રણામ કરી જગદંબાપ્રસાદે કહ્યું: 'માતા, મારો જન્મ સફળ થઈ ગયો, પણ આટલા બધા દિવસ સુધી મને બતાવ્યું કેમ નહિ?'

દેવીદયાળુએ કહ્યું: 'બાપુજી! આપને શું થઈ ગયું છે?'

'બેટા! હું પાગલ નથી બન્યો. હા, અત્યાર સુધી જરૂર પાગલ હતો, અજાણ હતો. આજ પાવન થઈ ગયો છું: એ માતાજીની કૃપા છે.'

પિતાની વાતનો કંઈ પણ અર્થ દેવીદયાળુની સમજમાં આવ્યો નહિ. તેણે પૂછ્યું: 'બાપુજી આપ શું કહો છો?'

જગદંબાપ્રસાદે ઉત્તર દીધો: 'બેટા! મારું અહોભાગ્ય છે. જે કુળમાં મારો જન્મ થયો છે તે પવિત્ર થઈ ગયું. બાલ્યાવસ્થામાં મેં કાલી–મંત્રની દિક્ષા લીધી હતી–ત્યારથી મેં જે સાધના, જે આરાધના કરી છે તે અકારત નથી ગઈ. માતા જગન્મયી, કૃપા કરી ન્હાની વહુના રૂપમાં મારે ઘેર સ્વયં પધારી છે. પાછલી રાતના સ્વપ્નમાં મને એ આજ્ઞા થઈ છે. મારું જીવન ધન્ય થઈ ગયું.

× × ×

દયાવતી અત્યાર સુધી માનવી હતી–એકાએક તેના પર દેવી-ત્વનો અભિષેક થયો.

ઉલ્લિખિત ઘટનાને ત્રણ દિવસ થઈ ગયા; આ ત્રણ દિવસમાં આ સંવાદ દૂર દૂર સુધી પહોંચી ગયો. આસપાસનાં ગામોમાંથી દર્શક લોકો પ્રસિદ્ધ શાકત–જમીનદાર જગદંબાપ્રસાદ ત્રિપાઠીના ઘેર આવી દયાવતી–રૂપીણી આદ્યાશકિતનાં દર્શન કરવા આવવા લાગ્યા.

હવે રીતિ પ્રમાણે દયાવતીની પૂજા થવા લાગી. ધૂપ–દીપ જલાવી, શંખ અને ઘંટ બજાવી, તેની ષોડશોપચાર પૂજા થવા માંડી. એટલા દિવસોમાં તો દયાવતીની સ્હામે અસંખ્ય નિર્દોષ બકરાંનો બલિ દેવાયો.

ત્રણે દિવસ દયાવતીની પૂજા દેવી–દેવતાની પેઠે કરવામાં આવી, પણ તેનાથી તે પ્રસન્ન ન થઈ; એ તો લગાતાર આંસુ પાડવા લાગી. તેણે ખાવું–પીવું છોડી દીધું. આ આકસ્મિક અદ્દભૂત ઘટનાએ તેના

મનને એટલું બધું ગૂંચવણથી ભરી દીધું કે તે પાછલી વાતો ભૂલી ગઈ. તેને એ વાતની પણ ખબર ન રહી કે બે દિવસ પહેલાં તે આ ઘરની ન્હાની વહુ હતી અને સસરા તથા જેઠની આગળ નીકળી શકતી નહિ. હવે તેનું મ્હોં ઘૂંઘટમાં છૂપાયલું નથી–હવે તે મને તેને પાગલની પેઠે જોયા કરે છે, તેનો અવાજ બહુ મુલાયમ બની ગયો, તેની લાલ લાલ આંખો ફૂલી ગઈ છે, તેનો વેશ પણ ફરી ગયો.

અડધી રાતનો સમય હતો. બહાર અંધારી રાત જામી હતી. પૂજાના ઓરડાના એક ખૂણામાં ટમટમ દીવો બળતો હતો. કંબલ પર રેશમી ચાદર બીછાવી હતી, અને તેની ઉપર દયાવતી બેફામ પડી હતી. શરીર પર અંધારી રાતનું અનુકરણ કરતી હોય તેમ કાળી શાલ ઓઢી હતી. કમાડ બંધ હતાં પણ સાંકળ ખુલ્લી હતી. બહુ ધીમે ધીમે કમાડ ઊઘડવા લાગ્યાં. ચોરની જેમ, ભારે સાવધાનતાથી દેવીદયાળુ અંદર ગયો, અંદરથી તેણે બારણું બંધ કરી દીધું.

તે દયાવતીની પથારી પર જઈ બેઠો. તે દિવસે રાત્રિના પાછલા પહોરે, જે ઘટના બની હતી ત્યાર પછી આજે જ સ્ત્રીને એકાંતમાં મળવાનો પ્રસંગ સાંપડયો હતો.

કો ક્રૂર સિંહણની જેમ અર્ધી આંખો મીંચી દયાવતી જાગતી હતી. સ્વામીને જોતાં વેંત તે ઊઠી બેઠી થઈ.

'પ્યારી દયા! આ શું થઈ ગયું?' દેવીદયાળુએ કહ્યું. તેના અવાજમાં પત્થરને પીગળાવે એવી આર્દ્રતા હતી.

આજ ત્રણ દિવસ પછી દયાએ તેના પ્રિયતમના મુખથી સ્નેહપૂર્ણ વાત સાંભળી. લગભગ ત્રણ દિવસથી ભકતોનો 'માતા, માતા' શબ્દ સાંભળી તેનો હૃદય–દેશ મરૂસ્થળની જેમ વેરાન બની ગયો હતો. સહરાના સપાટ રેતી–રણમાં ભટકતા કો જલપિપાસુ મુસાફરને એકાએક મીઠી વીરડી જડી આવતાં જે આનંદ થાય તેવો આનંદ દયાને સ્વામીના શબ્દ સાંભળતાં થયો. હૃદયનાથના મ્હોંમાંથી નીકળેલી આ આદરની વાતે જાણે તેના પ્રાણોમાં એકાએક સૂધાનું સીંચન કરી દીધું. તેણે સ્વામીના ખભા ઉપર પોતાનું શીર ઢાળી દીધું.

દેવી દયાળુએ તેની શાલને ઉપાડી વેગળી મૂકી દીધી અને તેને પોતાની છાતી સરસી ચાંપી. ધડકતે હૈયે તેણે વારંવાર કહેવા માંડયું: 'દયા, પ્યારી દયા! આ શું બની ગયું? કહે તો ખરી, આ શું થઈ ગયું?'

દયા ચૂપ રહી.

દેવી દયાળુ પણ થોડી વાર મૌન રહ્યો. ફરી તે બોલ્યો: 'પ્યારી દયા! શું આ બધી સાચી વાત છે? તું મારી હૃદયેશ્વરી દયા નથી —દેવી છે?'

'ના; હું તમારી સ્ત્રી સિવાય કંઈ નથી–અને કંઈ નથી–અને કંઈ થવા પણ ચાહતી નથી. હું નથી કાલી કે નથી કોઈ શક્તિ.' દયાએ જવાબ દીધો.

ઉત્તર સાંભળી દેવીદયાળુએ પ્રેમથી પત્નીનું મ્હોં ચૂંમ્યું. તેણે કહ્યું: 'તો દયા, ચાલ! આપણે અહીંથી ભાગી જઈએ. દૂર, કોઈ પરદેશમાં જઈ વસીએ, જ્યાં અહીં વાળાઓને આપણો પત્તો જ ન મળે.'

'સારી વાત છે; ભાગી જઈએ. પણ ભાગશો કેવી રીતે?' દયાએ શંકિત હૃદયે પૂછ્યું.

'તેની ફીકર ન કર. હું બધો બંદોબસ્ત કરી લઈશ, થોડા દિવસ થોભ.' દેવી–દયાળુએ પત્નીની શંકાનું સમાધાન કરતાં કહ્યું.

'તો કયા દિવસે ઉપડીશું? જલ્દી બંદોબસ્ત કરો નહિ તો મારા પ્રાણ નહિ બચે. મરી નહિ જઉં તો પાગલ તો જરૂર બની જઈશ.' દયાએ એક અબળાની અધીરાઈથી કહ્યું.

'દયા! તું કાં ગભરાય છે? સાત દિવસ–ફક્ત સાત જ દિવસ સુધી તું ધૈર્ય રાખ. આજ શનિવાર છે. આવતા શનિવારની રાત્રે હું તારી પાસે આવીશ, પછી આપણે ચાલી નીકળીશું. ઈશ્વર ઉપર યકિન રાખી તું એ સાત દિવસ ગમે તેમ કરી વિતાવી દે. મારી હૃદયરાણી! આમ કાં ગભરાય છે?' પ્રિયાને આશ્વાસન આપતાં દેવીદયાળુએ કહ્યું.

દયાના મ્હોં પર આશા અને આનંદની રેખાઓ ચમકી ઊઠી.

દેવીદયાળુએ કહ્યું: 'હવે હું જઉં છું, કોઈ આવી ચઢે તો નકામો ભવાડો થાય.' એમ કહી તે પત્નીને ગાઢ આલીંગન કરી ત્યાંથી ચાલી ગયો.

આગલા દિવસે સવારે જ્યારે દયાવતીની પૂજા સમાપ્ત થતી હતી ત્યારે ગામનો એક એંસી વર્ષનો બુઢ્ઢો લાકડી ટેકતો આવ્યો. તેની ધસી પડેલી આંખોથી આંસુ વહી રહ્યાં હતાં. દુનિયાની ટાપલીઓ ખાઇને લીસી બની ગએલી તેની માથાની ટાલ અસલ આરસપહાણની યાદ આપતી હતી. એંસી વર્ષ સુધી કિસ્મતના ઘા ઝીલી રહેલાં તેના શરીર પર યમરાજના ઓળા ઊતરી ચૂક્યા હતા. દયાવતીની સામે તે ઘુંટણુ ટેકવી બેઠો અને હાથ જોડી દિનતાથી બોલ્યો: 'ભગવતી! હું દરરોજ તમારી પૂજા કરું છું. માતા! આજ મારા પર મોટું સંકટ લટકે છે. આજ ભક્તની રક્ષા કરો.'

આંખો ફાડી દયાવતી બુઢ્ઢાને જોવા લાગી. માતાના મ્હોંના ભાવ પરથી તેમનું અંતર જાણી લેવાનું સામર્થ્ય ધરાવતા પૂજારીએ પૂછ્યું: 'કાં દાદા, તમારા પર એવું શું દુઃખ આવ્યું છે? ધીમે રહીને જે હોય તે જણાવો: માતા તે ટાળી દેશે.' તેના અવાજમાં વકીલની ખંધાઈ અને દંભની ગંધ હતી.

બુઢ્ઢાએ આંસુ લૂછતાં કહ્યું: 'મારા છોકરાને કેટલાક દિવસથી તાવ આવે છે. અત્યારે તેની સ્થિતિ બહુ ગંભીર છે: અમે બધાંએ તેની જીવવાની આશા છોડી દીધી છે. એ નહિ બચે તો મારો વંશ ડૂબી જશે. મારા ઘરમાં દિવો સળગાવનાર કોઈ નથી. એ માટે, હું માતા પાસે તેનું પ્રાણ–દાન માગવા આવ્યો છું. ભગવતી, મુજ ગરીબ પર દયા કરો!'

જગદંબાપ્રસાદ દુર્ગા–પાઠ કરી રહ્યા હતા. બુઢ્ઢાના દુઃખથી બહુ દુઃખી થઈ તેમણે દયાવતીની તરફ જોઈ કહ્યું: 'માતા! બુઢ્ઢાના છોકરાને અહીંઆં લાવી માતાના ચરણોમાં મૂકો; અહીંથી તેને લઈ જવાની હિમ્મત યમનો બાપ પણ નહિ કરી શકે.'

વૃદ્ધનું હૈયું આનંદથી નાચી ઊઠયું. જર્જરિત પાંસળીઓ પાછળ છૂપાયલો એનો આત્મા આશાની હુંફ પામતાં હસી ઊઠયો. તે લાકડી ટેકતો-ટેકતો તેના ઘેર ગયો.

દમભરમાં તે પોતાની વિધવા-વહુની ગોદમાં બાલકને લેવડાવી પાછો આવ્યો. દયાવતીનાં ચરણોની આગળ બિછાનું બિછાવી એ મરણાસની બાલકને સૂવાડયું. હવે, વચમાં વચમાં ચરણામૃતના પાત્રથી આચમનીમાં ચરણામૃત લઈ પૂજારી એ બાલકના મ્હોંમાં રેડવા લાગ્યો.

બચ્ચાની માતા-એ વિધવા યુવતિ-દયાવતીને ઓળખતી હતી. તેના દુઃખ-કાતર મુખડાને દેખી દયાવતીનું હૃદય વ્યથિત થઈ ગયું, બચ્ચાની તરફ જોતાં તેની આંખમાં આંસુનાં સરોવર છલકાવા લાગ્યાં. તે મનમાં ને મનમાં પ્રાર્થના કરવા લાગી: 'હે ભગવાન! હું દેવતા હોઉં યા કાલી, મનુષ્ય હોઉં અથવા રાક્ષસી: તું કૃપા કરી આ બચ્ચાને સારું કરી દે. બાલકની ખાતર નહિ પણ અભાગીની વિધવાની ખાતર-અરે, મારી ખાતર, બચ્ચાને જીવાડી દે.'

દયાવતીની આંખોમાં આંસુ જોઈ બધાં કહેવા લાગ્યાં: 'કાલી માતાની જય! દયાવતી માઈની જય! માતાની કૃપા થઈ ગઈ-તેનાં નેત્રોમાં જલ છે.' આ સાંભળી દયાવતી મનમાં હસવા લાગી. હિન્દુ સમાજની અંધતા પર તેને તિરસ્કાર આવ્યો. સમાજની ક્રૂરતા-એક મામુલી માનવી સ્વપ્નના અણુસારાથી દેવીના પદે બેસાડવાની ક્રૂરતા-પર તેને ક્રોધ છૂટયો. પણ તિરસ્કાર અને ક્રોધની બધી ભાવનાઓને તેણે દાબી દીધી. જગદંબાપ્રસાદ બેવડી શ્રદ્ધા-ભક્તિથી દુર્ગાપાઠ કરવા લાગ્યા. જેમ જેમ દિવસ ચઢવા માંડયો તેમ તેમ બાલકની હાલતમાં ફેર પડતો ગયો. રાત પડતા પહેલાં દયાવતીએ બધાંને ખબર આપી: 'હવે ચિન્તાનું કંઈ કારણ નથી. તેના જીવનનું સંકટ ટળી ગયું: હવે તેને ખુશીથી ઘેર લઈ જાઓ.'

દયાવતીના દેવીત્વના આવિષ્કારની ખબર જેમ વાત વાતમાં સર્વત્ર ફેલાઈ ગઈ હતી, તેનાથી પણ જલ્દી આ સમાચાર સર્વત્ર પ્રસિદ્ધ થઈ

ગયા કે દયાવતી દેવીની કૃપાથી એક મરણોન્મુખ બાલક બચી ગયું. આગલે દિને એક બીજી વ્યક્તિ દયાવતીનાં ચરણ પકડી બોલી: 'મારી દિકરી ત્રણ દિવસથી પ્રસવ–પીડાથી દુઃખી થાય છે; ભારે કષ્ટ પામે છે. તેના બચવાની આશા નથી.'

જગદંબાપ્રસાદે ગર્વથી કહ્યું: 'ભાઈ, હવે તેની ચિન્તા છોડી દો. માતાનું ચરણામૃત લઈ જાઓ અને તેને પીવડાવો. એક ઘડીમાં તેને આરામ થઈ જશે.'

એ માણુસ રોતો હતો. દયાવતીના ચરણામૃતના પાત્રને તે પોતાના માથા પર રાખી લઈ ગયો. એક પહોર પણ નહિ વિત્યો હોય એટલામાં તો તેની છોકરીનું દુઃખ દૂર થયું. ખબર મળી કે ચરણામૃત પીવાડતાં, જરા વારમાં જ તેને રાજકુમાર જેવો સુન્દર સુલક્ષણ–સંપન્ન છોકરો જન્મ્યો. પ્રસવ વેળા કંઈ કષ્ટ પણ ન થયું.

× × ×

આજે શનિવાર હતો. આજ ગુપ્ત રૂપે, પોતાની સ્ત્રીની સાથે દેવી દયાળુ ભાગી જવાનો હતો. તેણે બધો બંદોબસ્ત કરી લીધો હતો. કાનપુર, અલાહાબાદ યા ઈટાવા જેવાં પાસેનાં પ્રસિદ્ધ સ્થાનોમાં તેણે જવાનું ન ઠરાવ્યું–કારણ કે ત્યાંથી પકડાઈ જવાનો સંભવ હતો. ઓળખાણ–પીછાણવાળા પણ ત્યાં મળી શકે. નાવમાં બેસી તેણે પૂર્વમાં દૂર ચાલી જવાનો મનસુબો કર્યો. કોઈ વિશેષ સ્થાનનો તેણે હજી નિર્ણય ન્હોતો કર્યો. ભાગલપુર યા મુંગેરની પાસે કંઈ નોકરી શોધવાનો તેનો વિચાર હતો. રસ્તા–ખર્ચ માટે તેની પાસે થોડાક રૂપિયા હતા. તે ઉપરાંત. તેની સ્ત્રીનું જે ઘરેણું હતું, તે વેચે તો બે વર્ષ સુધી તેમનું ગુજરાન નભી શકે તેમ હતું.

આમ બધી તૈયારી કરવામાં દેવીદયાળુનો આખો દિવસ વીતી ગયો. ધીરે ધીરે સંધ્યાનાં આછાં અંધારાં પૃથ્વી પર પથરાવા લાગ્યાં. દિવાકર પશ્ચિમમાં સંતાઈ જવાની તૈયારી કરતો હતો. આજ દેવીદયાળુ દયાની આરતી દેખશે. આજ સુધી તેણે એક પણ દિવસ તેની આરતી

જોઈ નહોતી. જે વખતે શંખ અને ઘંટના શબ્દ પડોશીઓને અભિનવ દેવીની આરતી થવાની સૂચના દેતા તે વખતે દેવીદયાળુ ઘર છોડી ગામ બ્હાર ચાલ્યો જતો. આજ દયાવતીની આરતી થવાનો છેલ્લો દિવસ હતો, તે માટે તેણે ( દેવીદયાળુએ ) જરૂર તે જોવાનો નિશ્ચય કર્યો હતો. ' કાલ સવારે પૂજારી મહારાજ જ્યારે સહુથી પહેલા આવી જોશે કે દેવી અંતર્ધ્યાન થઈ ગયાં છે. ત્યારે તેની શી દશા થશે ? દેવીદયાળુ આ પ્રમાણે કલ્પનાની પાંખે ઊડી પ્રસન્ન થવા લાગ્યો.

નિશાદેવીની જાદુઈ લાકડી હેઠળ આખું જગત સૂતું હતું. રાયથી તે રંક સુધી બધાં એક જ જમીન પર, સામ્યવાદનો પાઠ પઢાવતી નિશાદેવીના અધિકાર–છત્ર તળે ઊંઘતાં હતાં. દેવીદયાળુ ચોરની જેમ પથારીમાંથી ઊઠ્યો. અંધારાનાં પડ ચીરતો, ધીરે ધીરે પગ મૂકતો, તે પૂજન–ગૃહ તરફ ગયો. ધીરે ધીરે કમાડ ખોલી તે અંદર ગયો. ત્યાં ખૂણામાં,તેના અસ્થિર ચિત્તની માફક ઘીનો દીવો ટમાટમી રહ્યો હતો. દેવીદયાળુ ધીમેથી, દયાવતીના બિછાના પર બેઠો. આ વખતે દયાવતી બેખબર સૂઈ રહી હતી.

દેવીદયાળુએ પ્રથમ તો પ્રેમથી તેના ગાલ ચૂંમ્યા; પછી હળવેથી ધક્કો દઈ તેને જગાડી : નિન્દ વેરાતાં જ દયાવતી ચમકી બેઠી થઈ.

' દયા ! આવી નિન્દ ? ઊઠ, વખત થઈ ગયો. ' ધીમેથી દેવીદયાળુએ કહ્યું.

' કયાં ? ' દયાએ અચરજ પામતાં કહ્યું.

' કયાં ?–છેક છેલ્લી ઘડીએ તું પૂછે છે કયાં ?–ચાલ, આજ રાત્રે નાવમાં બેસી આપણે પૂર્વમાં કયાંક ચાલી નીકળીએ. '

દયા વિચારમાં પડી. દેવીદયાળુએ કહ્યું: ' ઊઠતી કાં નથી ? ચાલ, રસ્તામાં વિચાર કરજે. બધો બંદોબસ્ત કરી લીધો છે. ઊઠ જલ્દી. '

એમ કહી દેવીદયાળુએ પત્નીનો હાથ પકડયો.

દયાએ એકાએક પોતાનો હાથ છૂટાવતાં કહ્યું: ' સ્ત્રીભાવથી તમે મને સ્પર્શ ન કરો ! હું દેવી નથી; તમારી સ્ત્રી છું–એ વાત હું હવે નિશ્ચયથી નથી કહી શકતી. '

આ સાંભળી દેવીદયાળુ હસવા લાગ્યો. તેણે સ્ત્રીના ગળામાં હાથ નાંખી ચુંબન કરવા ઇચ્છ્યું પણ તે એકાએક દૂર જઈ બેઠી, અને કહેવા લાગીઃ ' રહેવા દો, કદાચ તમારું કાંઈ અમંગળ થાય. '

આ વાતથી દેવીદયાળુ પર પહાડ તૂટી પડયો. તેણે કહ્યું: ' દયા, તું ગાંડી તો નથી થઈ ગઈ ને ? '

' તો આટલાં બધાં માણસોની બિમારી કેમ કરી હઠાવી ? શું બધી વસતિ પાગલ થઈ ગઈ છે ? ' દયાએ જવાબ વાળ્યો.

દેવીદયાળુએ બહુ સમજાવ્યું. ઘણી વિનંતિઓ કરી. વિનવતાં વિનવતાં તેની આંખમાં આંસુ આવ્યાં પણ એ હઠીલું અબળા-હ્રદય જરા પણ ન પીગળ્યું. ફૂલથી પણ કોમળ નારી જ્યારે હઠે ચઢે છે ત્યારે પત્થર કરતાં પણ વધારે કઠણ બને છે. ગરીબ બિચારા દેવીદયાળુને ખબર ન્હોતી કે એ કોમળ છાતીમાં ગુલાબ પણ છે અને કાંટા પણ છે. દયાવતીના મ્હોડામાંથી તો એક જ વાત નીકળતી હતી : ' નહિ, તમારું કંઈક અમંગળ થશે. એ શક્ય છે કે હું તમારી સ્ત્રી ન હોઉં-કોઈ દેવી હોઉં !

' જો તું દેવી હોય તો આટલી પાષાણી ન હોઉં. મારાં આ અંતરનાં આંસુ પણ તારા હ્રદયને પીગળાવી શકતાં નથી ? તું દેવી નથી પણ રાક્ષસી છે. ' જાણે બધી જ દેવીઓ દયાની મૂર્તિઓ હશે એમ ધારી દેવીદયાળુએ કહ્યું.

હવે દયાવતી રોઈ કહેવા લાગીઃ ' જુઓ ! તમે મને ઓળખી ન શકયા ? '

દયાવતીની પથારીમાંથી ઊઠી દેવીદયાળુએ કંઈક વખત સુધી ઓરડામાં પાગલની જેમ, અસ્થિર ભાવે ટહેલ્યા કર્યું, પછી દયાવતીની આગળ આવી બેઠો અને કહેવા લાગ્યોઃ ' વહાલી દયા ! તો મારી સાથે તારો વિવાહ ન થયો હોત. '

દયા : ' કેમ નહિ '

'જો તું દેવી છે, કાલી છે, તો હું પણ મહાદેવ છું. જો તેમ ન હોત તો મારી સાથે તારો વિવાહ જ કેવી રીતે થાત?'

આનો દયાવતી શું ઉત્તર આપત? તે નિરૂત્તર રહી.

દેવીદયાળુએ પાછું કહેવું શરુ કર્યું: 'તું જો આદ્યશક્તિ ભગવતી છું–તો નરલોકમાં તારી સાથે પરણવાની હિમ્મત કોણ કરી શકત? જ્યારે હું તારી સાથે પરણ્યો છું, અને આટલા દિવસથી તારા સ્વામીના આસન પર અધિષ્ઠિત છું, ત્યારે એ સ્પષ્ટ જ છે કે હું પણ સાધારણ માણુસ નથી–હું દેવતા છું, સાક્ષાત્ મહેશ્વર છું.'

દયાએ કહ્યું: 'જો એમ હોય તો હું તમારી સ્ત્રી છું, હું દેવી રહું ચાહે મનુષ્ય, પણ હું તમારી જ સ્ત્રી છું.'

આ ઉત્તર સાંભળી દેવીદયાળુના દેહમાં જીવ આવ્યો. તેણે દયાવતીને હૃદય સાથે ચાંપી કહ્યું: 'તો હવે વાર ન કર. ચાલ જલ્દી.'

દયાવતીએ તેની સાથે ચાલવા માંડ્યું.

× × ×

ગંગાકિનારે નાવ તૈયાર રાખ્યું હતું. બન્ને જણ ચાલવા માંડયાં, પણ થોડે દૂર જઈ દયા એકાએક ઊભી રહી અને બોલી: 'હું નહિ આવું.' તેની વાણીમાં અત્યંત દઢતા હતી. દેવીદયાળુએ ફરી અનુનય–વિનયથી કામ લીધું પણ તેની કંઈ અસર ન થઈ. દુરાગ્રહી દયાએ કહ્યું: 'જો હું દેવી અને તમે મારા સ્વામી મહેશ્વર છો તો પછી શું બાકી છે? આપણે બન્ને અહીં રહીએ, ભકતોની પૂજા ગ્રહણ કરીએ અને સુખે રહીએ. અહીંથી ભાગવાની શી જરૂરત? આટલા બધા ભકતોનના હૃદયને કાં નાહક દુઃખાવીએ? હું નહિ માનું; ચાલો પાછાં જઇએ.'

દેવીદયાળુએ મર્માહત થતાં કહ્યું: 'તો તું એકલી પાછી જા: હું નહિ આવું.'

અને થયું પણ તેમ જ. દયાવતી એકલી જ પોતાના દેવીત્વને માટે પાછી ચાલી ગઈ. દેવીદયાળુ એ રાત્રિના અંધકારમાં ગુમ થઈ ગયો. સવારમાં તેનો કંઈ પત્તો ન લાગ્યો.

દયાવતી દેવી હોવાનો બધાંને વિશ્વાસ હતો. ન્હોતો એક તેની જેઠાણી હરદેવી–બાળકની માતા–ને. તેથી પહેલા ચાર દિવસ સુધી દયાવતી તેની જેઠાણીને મળતી અને તેની આગળ પોતાની મરજી વિરુદ્ધ લદાયલા દેવીત્વના ભારને હલકો કરતી. પહેલાં જ્યારે દયાવતી પોતે દેવી હોવા પર સ્વયં વિશ્વાસ ન કરતી, ત્યારે એક દિવસ હર-દેવીની આગળ રોતાં કહેવા લાગીઃ ‘ બહેન ! મારી આ કેવી દશા છે ?’ જેઠાણી તેને મીઠા શબ્દોમાં આશ્વાસન દેતી.

દેવીદયાળુને ગયે પન્દર દિવસનાં વ્હાણાં વીતી ગયાં, એટલામાં તેના ભત્રીજા–બાલક–ને તાવ આવ્યો. દિવસે દિવસે તે વધારે દુર્બળ બનતો ગયો.

વૈદ્યને બોલાવવામાં આવ્યો પણ જગદંબાપ્રસાદે તેને ચિકિત્સા ન કરવા દીધી. તેમણે કહ્યુંઃ ‘ આપણા ઘરમાં તો સ્વયં માતા વિરાજમાન છે, તેમનું ચરણામૃત પીવાથી કેટલાય દુઃસાધ્ય રોગોથી લોકોના પીંડ છૂટી ગયા છે, તો વૈદ્ય આપણા જ ઘરમાં આવી, રોગીની ચિકિત્સા કરશે ?’

મોટી વહુ તેના સ્વામી તારાદત્તના પગપર માથું નાખી રોવા લાગી. તેણે કરગરી કહ્યું કે : ‘ બાલકને માટે વૈદ્યને બોલાવો, નહિ તો તેની જીવવાની આશા નથી. મારા લાલને આ ચૂડેલ બચાવી નહિ શકે. તેનામાં શી શક્તિ છે ?’

તારાદત્તને તેના પિતા માટે સંપૂર્ણ માન હતું. પિતાનો વિશ્વાસ અને તેમનો કરેલો પ્રબંધ તેને મન વેદવાક્ય હતું. તેણે સ્ત્રીને કહ્યું : ‘ ખબરદાર ! જો ફરી આવી વાત મ્હોંમાંથી કાઢી તો, આવી વાતોથી બાલકની ઉમ્મર ઘટશે. માતા જેમ ઈચ્છશે તેમ થશે. ’

મોટી વહુના બહુ રોવાથી અને વિનતિ કરવાથી એક દિવસ પંડિતે બહુ નમ્રતાથી દયાવતીને પૂછ્યુંઃ ‘ માતા, બચ્ચાને જે બિમારી છે, તેમાં શું વૈદ્યની ચિકિત્સાની આવશ્યક્તા છે ?’

દયાવતીએ કહ્યું : ' ના, હું તેને સારો કરી દઈશ, ફીકર ના કરતા. '

જગદંબાપ્રસાદ બેફીકર બન્યા. તારાદત્ત પણ હવે શા માટે ચિન્તા કરે ?

બાલકની માતા હરદેવીએ એક દિવસ, એક વિશ્વાસપાત્ર ચાકરડીને વૈદ્યરાજને ઘેર મોકલી. શું બિમારી હતી તે પણ સમજાવી, અને દવા લાવવા કહ્યું. વૈદ્યરાજે વાત સાંભળી મ્હોંમાં આંગળી નાંખતાં કહ્યું: ' વહુને કહેજો કે જ્યારે સ્વયં શક્તિ માતાએ સારૂં કરી દેવાનું વચન આપ્યું છે ત્યારે ઔષધીની વ્યવસ્થા કરવાનો અપરાધી હું નથી થઈ શકતો ! '

જેને મળતી તેની આગળ રોઈ હ્રદયનો ભાર ઓછો કરતાં હરદેવી કહેતી : ' કંઈ દવા દારુ બતાવો ! બહેન, મારો છોકરો નહિ બચે. '

બધાના મ્હોંમાંથી આ જ શબ્દો નીકળતા: ' આવી વાત ન કરો ! તમારે શો વાતનો ડર છે ? તમારા ઘરમાં તો સાક્ષાત્ આદ્ય-શક્તિ વિરાજમાન છે. '

બાલકની બીમારી દિન પ્રતિદિન બગડતી ચાલી. દયાએ કહ્યું : બાલકને મારી ગોદમાં બેસાડો. '

બિમાર બાલકને ગોદમાં લઈ દયાવતી દિવસભર બેસી રહી. આથી બિમારની તબિયત કંઈક સારી જણાઈ પણ રાત્રે ફરી પાછી બિમારી વધી.

દયાવતી પોતાના ચિત્તને એકાગ્ર કરી હ્રદયથી આશીર્વાદ દેવા લાગી, બચ્ચાના બદન પર હાથ ફેરવવા લાગી, પણ તેના પ્રાણ કોઈ ઉપાયે પણ ન બચ્યા.

જ્યારે બાલકના મરવાની ખબર ઘરમાં ફેલાઈ, ત્યારે તારાદત્ત ગાફિલ બની દયાવતીની સમીપ દોડી આવ્યો. તેણે દયાવતીને ગાળોથી વધાવવા માંડી: ' રાક્ષસી ! બાલકને લઈ કલેજું ઠંડું કરી લીધું ! હવે તારી પેટની આગ બુઝાઈ ને ?'

હરદેવી પુત્ર-શોકથી પહેલાં તો તદ્દન બેશુદ્ધ બની ગઈ; પણ ઠેકાણે આવતાં દયાવતીને ગાળોથી ન્હવરાવવા માંડી. તે કહેવા લાગી: 'એ દેવી નથી: ડાકિની છે. દેવી હોય તો બાલકને ખાય ખરી?'

જગદંબાપ્રસાદની આંખોમાં આંસુ ભર્યાં હતાં - શોક અને પશ્ચાત્તાપનાં. શરમ અને દુ:ખનું માર્યું એમનું મ્હોં નીચું નમી ગયું હતું. તેમણે દયાની તરફ જોઈ કહ્યું: 'મૈયા, બાલકને સજીવન કર. હજુ સુધી તેનો દેહ નષ્ટ થયો નથી. લાવી દે, મૈયા લાવી દે! આ વખત તો લાજ રાખ.'

દયાવતીની આંખોમાંથી ચોધાર આંસુ છૂટયાં. તે મનમાં ને મનમાં યમરાજને આજ્ઞા દેવા લાગી: 'આ વખત બાલકના દેહમાં તેનો આત્મા પાછો આણી દે!'

જ્યારે આટલેથી પણ કંઈ ના થયું ત્યારે તે વિનતિ કરવા લાગી; આદ્યાશક્તિની પ્રાર્થના સાંભળવા છતાં પણ દયાહિન યમરાજે બચ્ચાના પ્રાણ પાછા ન સોંપ્યા.

હવે દયાવતીને તેના દેવીત્વ પર વિશ્વાસ ન રહ્યો.

આજે એની પૂજા બંધ રહી. દિવસભર કોઈ તેની પાસે ન આવ્યું. તે એકલી બેઠી બેઠી વિચારના વમળમાં ગોથા ખાવા લાગી.

સાંજ પડી. આરતીની વેળાએ જેમ તેમ કરી દેવીની આરતી ઉતરી.

\+ + +

બીજે દિવસે સવારમાં ઉઠી જગદંબાપ્રસાદે પૂજાના ઓરડામાં જઈ જોયું તો સત્યાનાશ થઈ ગએલો જણાયો - સાડીથી દોરડાનું કામ લઈ દેવીએ ફાંસી બનાવી, ગળામાં નાખી આત્મહત્યા કરી હતી.

જગદંબાપ્રસાદના મ્હોંમાંથી શબ્દો સરી પડયા: 'બિચારી દેવી!'

ઓરડાની દિવાલો ગૂંજી ઊઠી: 'બિચારી દેવી!'

વાતાવરણમાં આ જ શબ્દો સંભળાવા લાગ્યા: 'ગરીબ બિચારી દેવી! બિચારી દયા!'

## જીવતદાન

માર્કિવસ–ડી–લેન્સીની ધર્મપત્નિ અત્યંત અસ્થિર ભાવથી ઓરડામાં ટહેલતી હતી, અને વચ્ચે વચ્ચે ખડકી પાસે જઈ અહીં તહીં દૃષ્ટિ ફેંકતી હતી. તેને દેખી એમ જણાતું હતું કે તે કોઈની પ્રતિક્ષા કરી રહી હતી.

એ વખતે ફ્રાન્સમાં વિપ્લવની આગ ચોમેર સળગી રહી હતી. ફ્રાન્સના સીમાડા ક્રાન્તિવાદીઓના હૂંકારથી ગાજતા હતા. પ્રજાતંત્રવાદીઓનો દાબ આખાયે દેશમાં અંકાઈ ગયો હતો. બળવાવાદીઓ હાથમાં સંગીનો લઈ અતીર–ઉમરાવોનાં મકાનો આગળ ચોવીસે કલાક ખડા રહેતા અને જે હાથમાં આવે તેને ગીરફતાર કરી લેતા. સમાનતા, સ્વતંત્રતા, મિત્રતા–અગર મૃત્યુ, એ વખતે આ તેમનો મૂળ મંત્ર હતો. વનરાજ તેના શિકારની શોધમાં ભટક્યા કરે તેમ આ લોકો મુડીવાદીઓનાં લોહી પીવા આખો દિવસ પેરીસની ઉજ્જડ શેરીઓમાં ઘૂમતા. પૂંજીવાદીઓની જડ ઊખેડવી એજ તેમનો ઉદ્દેશ હતો. તેમને પકડી પકડી મોતને હવાલે કરતા–અમીર–ઉમરાવનું ન્હાનું બાળક પણ તેમના હાથમાંથી ભાગ્યેજ છટકી જવા પામતું; કારણકે તેઓ માનતા કે ગમે તેટલું તોયે એ સાપનું બચ્ચું; તેનો તો વધ કર્યેજ છૂટકો. નિરપરાધ પુરુષ, અસહાય અબળા, ન્હાનાં ન્હાનાં બચ્ચાં પણ તેમંના પંજામાંથી છૂટી શકતાં નહિ. પિતાના અપરાધ માટે પુત્રની, સ્વામીના અપરાધ માટે સ્ત્રીની, ભાઈના અપરાધ માટે નિર્દોષ ભાઈની,

તથા અન્ય લોકોના અભાવને લીધે કુમળાં બાળક બાલિકાઓની હત્યા થતી. આ બાલ વૃદ્ધ સર્વે એ ઉશ્કેરાયલી જમાતની સીતમ–ચક્કીમાં દળાતાં. વૃદ્ધોના આંસુ કે અબળાની ચીચયારી તેમનાં સીતમ સહી સહી કઠણ થઈ ગએલાં કાળજામાં દયાની ગંગા વહેરાવવા અસમર્થ હતી. પોતાની નજર આગળ ફાટી પડતા બાળકને જોઈ આંસુ વેરતી માતાનું મુખ, કે સ્વામીને ક્રૂર સિપાઈઓની સંગીને વિંધાતો જોઈ રૂદન કરતી, સ્ત્રીનો દયામણો ચહેરો તેમના હૈયાને પીગાળી શકતો નહોતો. વર્ષોથી ચગદાતાં આવતાં એ પ્રજાજનો, અંકુશવિહોણા હાથીની જેમ જે આવતા તેને કચડતાં અચકાતાં નહિ. 'વેર, વેર'નીજ ધૂન તેમના દિલમાં રમતી હતી. બસો વર્ષ સુધી તેમણે પોતાનાં લોહી નીચોવી સમ્રાટો અને સરદારોના એશઆરામની ભૂખ પૂરી અને તેના બદલામાં તેમને શું મળ્યું ?–અપમાન, અત્યાચાર અને નિષ્ઠુરતા !

આજ એમના દિવસ આવ્યા છે. ફ્રાન્સના જુદા જુદા પ્રાંતોની ત્રણ લાખ પ્રજા વિદ્રોહી બની છે. આજ તેઓ ફ્રાન્સના રાજા છે, તો પોતાની પ્રતિહિંસા–વૃત્તિ કેમ ન શમાવે ? એમને આમ કરતાં કોણ રોકી શકે છે ? તેમના હત્યાકાંડનું કાર્ય ધમધોકાર ચાલી રહ્યું છે. એમના અંતરમાં દયાના ઝરણાં નથી વહેતા. નથી વિશ્રામ કે શાંતિ; સમયનો હિસાબ પણ નથી રહ્યો. દિવસ પછી રાત્રી; રાત્રી પછી દિવસ આવે છે. સમ્રાટથી માંડી સાધારણ માર્કિવસ સુધી કોઈ સલામત નથી. જ્યાં કોઈનો પણ પત્તો મળે છે, તેને કેદ કરી, કંઈપણ વિચાર કર્યા વગર જેલમાં નાંખે છે; અને છેવટે ગિલોટિનના* મોઢામાં ધકેલી તેની સર્વ આશાઓ પર પાણી ફેરવી દે છે આ પ્રમાણે હજારો લોકો તેમના પૂર્વજોના અત્યાચારનું રૂણ પોતાના જીવનદ્વારા ચૂકવે છે.

સમ્રાટ સત્તરમા લૂઇને પ્રાણદંડ મળી ચૂકયો છે. સામ્રાજ્ઞી મેરી પણ આ દુનિયામાં નથી. હજી પણ પ્રતિદિન ચાર–પાંચ ગાડીઓ

*એક જાતનું અસ્ત્ર, જેના દ્વારા કેદીઓની હત્યા થતી હતી.

ભરી કેદીઓને ઘાતકોને સુપરત કરવામાં આવે છે. આ કામમાં પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે ઉત્સાહથી ભાગ લે છે. તેઓ પણ જુદી જુદી ટુકડીઓમાં દાખલ થઇ અમીરો, જમીનદારો તથા સ્વતંત્રવાદીઓને ઢૂંઢતી ફરે છે. વધ્ય-ભૂમિના ભીષણ દૃશ્યને જોવા માટે તેઓ વધારે ઉત્સૂક રહે છે. સમ્રાટ્ના કપાયલા શીરને દેખી તેઓએ આનંદથી તાળીઓ પાડી હતી. પણ બહુ દિવસથી કારાગારમાં સડતી સામ્રાજ્ઞીના મસ્તકને ઘાતકના હાથમાં દેખી ખુશાથી નાચી ઊઠી. એટલેથી પણ તેમની રક્તપિપાસા દૂર ન થઈ. 'મારો-મારો', 'કાપો-કાપો'ના શબ્દો સિવાય એમના મ્હોમાં કોઈ શબ્દ નહોતો.

એડલનો સ્વામી માર્કિવસ-ડી-લેન્સી એક કુલીન અને રાજ્યપક્ષનો હતો. તેણે જોયું કે ક્રોધોન્મત્ત જનતાના હાથમાંથી બચવું મૂશ્કેલ છે. માટે આજ રાત્રે કિસાનના વેશમાં ઇંગ્લંડ તરફ નાસી છૂટવાનો વિચાર કર્યો અને એડલની ધાવ મેડમ ગેવેલના ઘરમાં એક દિવસ માટે આશ્રય લીધો. મેડમ પ્રજા પક્ષની હતી પણ સ્તનના દૂધથી પોષાયલી એડલના આક્રંદની ઉપેક્ષા ન કરી શકી. એડલનો પતિ નિર્વિઘ્ન યાત્રાને માટે પાસ પોર્ટ લેવાને માટે ગયો હતો. એડલ, બહુ બેચેનીથી તેની માર્ગ પ્રતિક્ષા કરી રહી હતી.

આ વખતે મેડમ ગેવેલે ઘરમાં પ્રવેશ કર્યો. તેની ઉમ્મર લગભગ પચાસ વર્ષની હતી. પણ શારીરિક શ્રમ અને ચિન્તાના ભારથી તેની ઉમ્મર વધારે લાગતી હતી. એડલની બેચેની દેખી તેણે કહ્યું: ' આટલી બેબાકરી કાં બની ? વિપત્તિની વેળાએ ધૈર્ય છોડવું એ મૂર્ખતાનું લક્ષણ છે. '

એડલ કંઈક ગભરાયેલે સ્વરે બોલી: ' મા, મારા સ્વામીના પગલે-પગલે આટલી વિપત્તિ છે, તો હું કઈ રીતે ધીરજ રાખું ? '

મેડમ બોલી: ' તારા સ્વામી પર કંઈ આપત્તિ આવશે તો તેને તેનો યોગ્ય બદલો મળશે. તમે મારી દયા પર જીવો છો; જો હું ધારું તો અત્યારે જ તારા સ્વામીને ગીરફ્તાર કરાવી શકું. '

એડલ બોલી ઊઠી : ' મા ! કાં આટલી નિષ્ઠૂરતાની વાત કરે છે ? તારા દિલમાં દયા નથી ફૂટતી ? '

મેડમ ગર્જના પૂર્વક બોલી : ' દયા ! તું દયાની વાત કરે છે ! અમારા પર અત્યાચાર કરતી વખતે તમારા હૃદયનું દયાનું ઝરણું કઈ તરફ વહેતું હતું ? મારા પતિ અને પુત્રોને જાનવરોની જેમ ગાડીએ જોતરી દિવસ ભર ફેરવ્યા; વેતન દીધાં સિવાય ખરીદેલા ગુલામની તરહ કામ પર જોડી રાખ્યા; અમારા ખેતરમાંથી તમારા શોખને માટે પાળેલાં પશુ–પક્ષીઓને ચારો અપાતો હતો–જ્યારે અમે ભૂખ્યે પેટે સૂઈ રહેતાં; અમારી જુવાન દીકરીઓને જબ્બદસ્તીથી પકડી તમારા સ્વામી–પુત્રોના હવસ છીપાવ્યા–એ કામમાં કોઇએ વાંધો ઊઠાવ્યો તો તેની કતલ કરતાં પણ ન અચકાયાં. અને આજ તું દયાની વાત કરે છે ? એડલ, એડલ !–'

ભયભીત બની એડલ કહેવા લાગી : "ક્ષમા કરો, ક્ષમા કરો, અમે અપરાધી છીએ."

મેડમ કંઈ–શાન્ત બની. એડલ જાળીની પાસે જઈ બહારનું દશ્ય નીરખવા લાગી. ક્રમશઃ સન્ધ્યાનો અંધકાર ગાઢો બની ગયો. સ્વચ્છ આકાશમાં એકેક તારા હસવા લાગ્યા. માર્કિવસ હજી પણ ન આવ્યો. વખત ગાળવા એડલ, મેડમની પાસે બેસી વાતચીત કરવા લાગી.

' વારુ, મેડમ ગેવેલ ! તમે ધારો છો કે અમે નિર્વિઘ્ને ઈંગ્લૅંડ પહોંચી જશું ?'

મેડમ બોલી : ' એ બહુ કઠીન સમસ્યા છે. બહુ સાવધાનીથી કામ કરવાની આવશ્યકતા છે. પહેરો ક્રમશઃ વધતો જાય છે. '

' વારુ મેડમ, મેરી હમજોલી જે તમારી છોકરી હતી તેની સાદી થઈ ગઈ શું ? '

મેડમ ગંભીર સ્વરે બોલી : 'મારી છોકરી નથી રહી.'

એડલ અત્યંત દુઃખી સ્વરથી બોલી : ' આહ ! તમારી એ દિકરી બહુ સુન્દર હતી. એનું મૃત્યુ શાથી થયું ? '

મેડમે પહેલાંની માફક કહ્યું : 'તેનું મૃત્યુ નથી થયું.'

એડલે કંઈક આશ્ચર્ય ચકિત બની પૂછયું : 'એ મરી નથી ગઈ તો ક્યાં છે ?'

મેડમ ગર્જી ઊઠી : 'એ ક્યાં છે? મેરી ક્યાં છે? એ વાત મને પૂછવા કરતાં તમારા જેવા નીચ અમીરોને પૂછો, કદી જો એનું મૃત્યુ થયું હોત તો મને આટલું દુઃખ ન થાત; પણ એ મૃત્યુથી વધારે કષ્ટદાયી છે.'

પછી એડલની ઉત્સુકતા ભરી દૃષ્ટિને દેખી મેડમ કહેવા લાગી.

'એનું શું થયું એ જાણવું છે ? સાંભળ : 'જ્યાં સુધી તેની સોળ વર્ષની હતી ત્યાં સુધી તેની તરફ કોઈ આંખ સરખી ન્હોતું નાંખી શકતું. એનો રંગ ગુલાબના ફૂલ જેવો હતો. મોટી બે આંખો સદા હસતી રહેતી હતી. એના કાળા વાળ કંઈ પીઠ પર, લલાટ પર, તો કંઈ ખભા પર લટકી રહેતા; સૌન્દર્યની તે પ્રતિમા જ હતી. તેનું સૌન્દર્ય જ તેનો કાળ બન્યું. સદા હું તેની ચિન્તામાં ડૂબી રહેતી માંદી પડતાં પણ તેની પાસે કંઈ જ કામ ન કરાવતી. પણ કમ નસીબ મેરીના પિતા બિમાર બની બહાર ફરવા અશક્ત બન્યા, હું તેમની સેવામાં લાગી રહેતાં બીજું કામ કરવાની મને ફુરસદ ન રહેતી. એ વખતે એવું કોઈ નહોતું કે જે રોગીને ઔષધ–પથ્ય અને એમને ભોજનની સામગ્રી આપે. મેરી શીવવાનું કામ સારું જાણતી હતી. મારા ઘરની પાસે જ એક દરજીનું કારખાનું હતુંઃ ત્યાં મેરી કામ કરવા લાગી. હાય ! મેં એને ત્યાં શેં મોકલી ? શા માટે ભીખ માગી સ્વામીની દવાની તજવીજ ન કરી ?

મેડમ ચૂપ રહી. એડલ ઉત્સુક બની બોલીઃ 'પછી ?'

'એક દિવસ એક જમીનદારનો છોકરો દુકાન પર કામ અર્થે આવ્યો. તેની દૃષ્ટિ મેરી પર પડી. દુકાનના કામમાંથી છૂટતાં મેરીએ બહાર આવી જોયું તો એ યુવક બહાર ખડો હતો. તેણે મેરીને બેએક

વાતો પૂછી – મેરી પણ ઉત્તર દઈ ચાલી આવી. આ પ્રમાણે રોજ છૂટીની બાદ મેરીને તરેહવાર ભેટો આપી એ પાપી ધીમે ધીમે મેરી પર તેની મોહજાળ પાથરવા લાગ્યો. મેરીએ પણ એનો સુંદર ચહેરો દેખી ઠોકર ખાધી. હું અભાગીની રોગી સ્વામીની સેવા – શુશ્રૂષામાં ફસેલી હોઈ, આ સંબંધથી તદ્દન અજાણ હતી. એક દિવસ તેણે મેરી પાસ તેના હાથની માગણી કરી.

મેડમ ચૂપ થઈ ગઈ. થોડીવાર શાન્ત થઈ તે કહેવા લાગી; ‘જે વખતે મેરીએ હસતાં હસતાં તેના વિવાહની વાત કરી, ત્યારે મારા શિર પર જાણે આસમાન તૂટી પડયું. મેં એ પ્રસ્તાવના ખરાબ પરિણામ સંબંધી ઘણું કહ્યું – અને મને લાગ્યું કે મેરીએ મારી વાત સમજી લીધી છે. તે સમયે તેણે પેલા યુવક સાથે ફરીથી વાતચીત ન કરવાની પ્રતિજ્ઞા પણ લીધી. આ પ્રમાણે બે માસ વીતી ગયા અને હું તેના તરફથી નિશ્ચિત થઈ. અચાનક એક દિન મારા પર વજ્ર તૂટી પડયું – મેરી રાતના ઘર છોડી ક્યાંક ચાલી ગઈ.’

મેડમ ફરી ચૂપ થઈ. એના ચહેરા પર ઉદાસીનતા છંટાઈ ગઈ. જાણે તે વર્તમાનને ભૂલી જઈ ભૂતકાળની ઘટનાઓ જોઈ રહી હતી. આમ કંઈક વખત સુધી ચૂપચાપ નિશ્ચેષ્ટ રહી સહસા ચમકી ઊઠી, ચારે બાજુ આંખો ફેરવી બોલી. ‘એક વર્ષ પછી એક દિવસ સાંજે મેરી પાછી ઘેર આવી. એ પાપીએ ફાટેલા કપડાની જેમ તેને ત્યજી દીધી હતી. એ અભાગીની ગર્ભવતી હતી. મારા સ્વામીને સ્વર્ગવાસ પામ્યે કંઈક દિવસ થયા હતા. દુ:ખ, અનુતાપ અને લજ્જાની મારી એ દિકરી માતાની ગોદમાં શાન્તિ પામવા આવી, પણ દુષ્ટ માતાએ એનો તિવ્ર તિરસ્કાર કર્યો. અભિમાનથી એ દુ:ખી બાલીકાએ મારું ઘર છોડી દીધું. એ દિવસ પછી દસ દસ વર્ષનાં વ્હાણાં વીતી ગયાં પણ તે હજુ દેખાતી નથી. એડલ! એડલ! તેં કાં મારી સૂતેલી સ્મૃતિને જગાડી? કેટલા યત્ન, કેટલા કષ્ટથી એને હૃદયથી દૂર કરવા ચેષ્ટા કરું છું; એમાં કાં આગ લગાડી? એડલ, તું નથી જાણતી કે તું તારે માટે ખાડો ખોદી

રહી છે. મારી પ્રતિહિંસા – વૃત્તિને એક વાર જગાડ્યા પછી તેને બૂઝાવવી મૂશ્કેલ છે !'

એડલ મેડમની ગરદને હાથ ભેરવી તેનું મ્હોં ચૂમતી બોલી; 'મેડમ! તેં જે કષ્ટથી અમ – નિરાધારને આશ્રય આપ્યો છે, તે માટે અમે તારાં અહેશાનમંદ છીએ. મેં અજ્ઞાનથી તારી દુઃખી સ્મૃતિઓ જગાડી એ માટે ક્ષમા આપ !'

મેડમે પાળી – પોષીને મોટી કરેલી કન્યા તરફ નજર નાંખી. એની કઠોર દૃષ્ટિ કાંઈક નરમ પડી. સ્નેહપૂર્વક એડલનું મ્હોં પકડી તેની તરફ જોઈ બોલી: 'હું આ કોમળ હૃદયને જોઈ નિષ્ઠુર નથી બનતી.'

[ ૨ ]

આ વખતે કિસાન – વેષધારી માર્કિવસ–ડી–લેન્સીએ ઘરમાં પગ મૂક્યો. એનું કદાવર કાઠું, ઘાટીલું નાક, તેજસ્વી લલાટ : બધાં સુંદર હતાં; પણ આંખોમાં ગંભીરતાની ઊણપ હતી. એડલે દોડી જઈ પૂછ્યું : 'શું થયું હેનરી ?'

'બધું ઠીક છે–આપણે એક કલાકમાં આ ઘર છોડી જઈશું. તું તૈયાર થઈ આવ.'

મેડમ ગેવેલે એડલને ખેડૂત–સ્ત્રીના વેશમાં સજ્જ કીધી. એડલ તરત ઉપડવા તૈયાર બની ગઈ. પણ કંઈ ભોજન કરી લેવું ઊચિત ધારી મેડમે થોડી ભોજન–સામગ્રી તૈયાર કરી.

ભોજન કરતી વખતે હેનરી, કેવી રીતે પાસપોર્ટ મેળવ્યો, કેટલું અપમાન વેઠવું પડ્યું, એક વખત પકડાતાં પકડાતાં કેવી રીતે બચી ગયો, વગેરે વાતો કહેવા લાગ્યો. એટલામાં બહાર રસ્તા ઉપર કોલાહલ સંભળાયો બધાંએ જાળી પાસે જઈ એક ભીષણ દૃશ્ય જોયું. કેદીઓથી ભરેલી બે 'ટમ્બ્રિલ' ને ઘેરી સોએક માણસો શોર મચાવતા જઈ રહ્યા છે. એ 'ટમ્બ્રિલ'માં પચાસ કેદીને

જેલમાં લઈ જતા હતા. એમાં કોઈ ઊઘાડે માથે બેઠા છે, કોઈ સહાનુભૂતિ માટે ચારે તરફ દયામય નજરથી જોઈ રહ્યા છે, કોઈ કોઈ તો જરા પણ આમ તેમ નજર ન નાખતાં અંદર અંદર વાતચીત કરી રહ્યા છે. સહુની આગળ જન–સમૂહને ઉત્સાહિત કરતી એક ભયંકર મૂર્તિવાળી સ્ત્રી હાથમાં મસાલ પકડી ચાલે છે. એનું વસ્ત્ર ફાટેલું છે, સૂકા વાળ હવામાં નૃત્ય કરે છે, શરીર પર ધૂળના થર જામ્યા છે. વિકટ શબ્દ કરતી એ લોકોને ઉત્તેજીત કરતી ચાલી જાય છે. એનાં વચનોથી પ્રેરાઈ સાધારણ લોકસમૂહ ઉત્તેજિત બની પૈશાચિક નૃત્ય કરી રહ્યો છે. આ દૃશ્ય દેખી એડલ ગભરાઈ ગઈ. મેડમ બોલીઃ ‘આ જે સ્ત્રીની મૂર્તિ છે, તેને ‘પ્રતિહિંસા’ કહે છે. લગભગ બે મહિના થયાં એ પેરીસની ગલીઓમાં ઘૂમે છે. એ કોણ છે, કયાંથી આવી છે; એની કોઈને ખબર નથી. શિકારી કૂતરા જેમ તેમના શિકારને ઢૂંઢતા ફરે છે, તેમ એ સ્ત્રી અમીરો અને રાજતંત્રવાદીઓની ખોજમાં ભટકે છે. એના હાથમાંથી છટકવું એ યમના હાથમાંથી છટકવા જેટલું કઠીન છે.’

લોકો ધીમે ધીમે વીખરાઈ ગયા. માર્કિવસ ફરી ભોજન કરવા લાગ્યો. એડલે ફરી ભોજન કરવાની હિમ્મત ન કરી. કંઈ અમંગળ ઘટનાની આશંકાથી તેનું અંતર કંપતું હતું.

અચાનક બહાર પગનું હલનચલન કાન પર પડયું. તતક્ષણ કોઈ એ દરવાજો ખખડાવ્યો. મેડમ ગેવેલ ભ્રમણામાં પડી ગઈ. એડલ દોડી જઈ તેના શરીરને વીંટળાઈ પડી બોલીઃ ‘બચાવ, મેડમ! મને બચાવ.’

બહારથી ફરી અવાજ આવ્યોઃ ‘પ્રજાતંત્રના નામ પર ફરમાશ છે કે દરવાજા ખોલો!’

એ આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની તાકાત મેડમમાં નહોતી. તેણે કઠોરતા પૂર્વક એડલને ધકેલી દ્વાર ખોલ્યું અને જોયું તો એ જ ‘પ્રતિહિંસા’ની ખૂની મૂર્તિ દરવાજા પર ખડી હતી. ‘અમીરોની ગંધથી

મેરાઈ અહીં આવી છું: એ ક્યાં છે?' 'પ્રતિહિંસા'ના મ્હોંમાંથી શબ્દો સર્યા.

મેડમનું મ્હોં સીવાઈ ગયું. તેણે કંઈ પણ ન સાંભળ્યું હોય એવો ડોળ કર્યો. 'પ્રતિહિંસા'ની અંગાર ઝરતી આંખો સામે દૃષ્ટિ ઠેરવી તે થોડી વાર સુધી પૂતળાની માફક ઊભી રહી. કોઈ જૂગ જૂની ઓળખાણના ખોવાયલા આંકડા બેસાડતી હોય એમ તેના મ્હોંના ભાવ પરથી જણાયું. થોડીક ક્ષણો સુધી વિચાર કર્યા બાદ તેને જૂની યાદ સાંભળી આવી. તરત તે 'મેરી, મેરી,' કરતી રોઈ પડી અને તેને પાસે ખેંચી છાતી સરસી ચાંપી. મેરી પણ આંસુ પાડવા લાગી. મા–દિકરીનું મિલન–દૃશ્ય દેખી કોમલ–પ્રાણા એડલની આંખો પણ ભીની બની. કેટલીક વાર ચૂપ રહી મેડમ બોલી: 'મેરી! આટલા દિવસ સુધી ક્યાં હતી? તારા માટે મેં કેટલું દુઃખ વેઠ્યું છે તેની તને કલ્પના પણ નહિ હોય. બેટી! તારો આ વેશ? કદી મા અપરાધ કરે તો શું તેને આ પ્રમાણે દંડ દેવો?'

મેરીની દંતાવલી ખૂલી; 'મા! એ બધી વાતો પછી કહીશ. જે કામને માટે અહીં આવી છું તે પહેલું પતાવી લેવા દે. મને ખબર મળી છે કે રાજ્યપક્ષનાં બે માણસો આ ઘરમાં છૂપાયાં છે; તેમની તલાશમાં હું આવી છું!' એ પછી હેનરી અને એડલની તરફ આંગળી ચીંધી પૂછ્યું: 'આ કોણ છે?'

મેડમના ઉત્તરની દરકાર કર્યા વીના તે હેનરી તરફ આગળ વધી પૂછવા લાગી: 'મહાશય, એ પિશાચ ક્યાં છે તે આપ જાણો છો? અગર તમે એના પિતા—'

વાત પૂરી પણ ન થઇ એટલામાં મેરી એકાએક બોલી ઊઠી: 'મા, મા! એડલ કિસાન નથી: આ પાપીએ વિવાહનું પ્રલોભન દઇ મારો સર્વ નાશ કર્યો છે?'

જાણે સર્પદંશથી વિહવળ બની હોય તેમ મેડમ ચમકી ઊઠી: 'શું કહ્યું? આ બદમાશ તારી આ અવસ્થાનું કારણ છે?' એ પછી

અત્યંત ઉત્તેજિત બની તે બોલવા લાગીઃ 'હાય હાય! દયાથી પ્રેરાઈ આ સાપને દૂધ પાતી હતી! હવે નહિ—દૂર ખસો માયા! દૂર ખસો સ્નેહ! મોહ—બધાં દૂર ખસો! આજ મારા અંતરની પ્યાસ છીપાવીશ.'

જ્યારથી એડલે મેરીને જોઈ હતી, ત્યારથીજ તેના મ્હોં પરથી લોહી ઊડી ગયું હતું, પણ તેણે સર્વ બળ એકઠું કરી કહ્યું: 'રક્ષા કરો! મને બચાવો! જીવતાં સુધી તમારી ગુલામી કરી દેવું ચૂકવીશ. મારા પર દયા કરી મારા પતિને ક્ષમા કરો.'

એડલના બન્ને ગાલો પર આંસુ વહેતાં હતાં. મેરી એ આંસુ દેખી આનંદથી તાળી બજાવવા લાગી—' અહા! 'આંખોમાંથી આંસુ પડી રહ્યા છે. પ્રબળ પ્રતાપશાળી મહામાન્ય માર્કિવસ—ડી—લેન્સીની ધર્મપત્નિની આંખોમાં આંસુ! એ એક સાધારણ પદદલિત કિશાનની કન્યાની કૃપાની ભીખારણી બની રહી છે! આજ મારું સારું કષ્ટ સાર્થક થયું. હા, હા, મા! તું જલદી લોકોને બોલાવી લાવ. ત્યાં સુધી હું આ લોકો પર પહેરો ભરું છું.'

મેડમ ચાલી ગઈ. એડલ ઘૂંટણો ટેકવી વારંવાર પ્રાર્થના કરવા લાગી. મેરી ધિક્કારથી તેને તરછોડવા લાગી. એટલામાં એનો હાથ એડલની છાતીપર લટકતા ચાંદીના ક્રૂસપર પડ્યો. તેને હાથમાં લઈ તપાસતાં તે ચોંકી ઊઠી, અને પૂછ્યું: 'આ ક્યાંથી મેળવ્યો?'

એડલે કહ્યું: 'એક દુ:ખી બાળાને એક વખત બચાવી હતી; એણે આ મને આપ્યો હતો.'

મેરીએ પૂછ્યું: 'આને મેળવ્યે કેટલો વખત થયો?'

એડલ કહેવા લાગી: 'લગભગ દશ વર્ષ થયાં. એ વખતે મારું લગ્ન ન્હોતું થયું. મને સાંજના વખતે નદી કિનારે ફરવું બહુ ગમતું. મારા પિતાનું એકનું એક સંતાન હોવાથી મારી સર્વ ઇચ્છાઓ વિના વિલંબે પુરવામાં આવતી. એક દિવસ હું મારી સખીઓ સાથે સંધ્યા સમયે નદી કિનારે ફરતી હતી. મને ત્યાં એક જ્યોતિષ સાથે ભેટો થયો. મારી સાથેનાં માણસો તેને ઘેરી લઈ તરેહ તરેહના પ્રશ્નો પૂછવા લાગ્યાં. હું એકલી ફરતી ફરતી ખૂબ દૂર નીકળી ગઈ. સંધ્યાના

અંધારા વધારે ગાઢા થતા હતાં. હું પાછી ફરતી હતી એટલામાં મેં જોયું તો એક સ્ત્રી નદીના જળમાં સમાતી જાય છે. આ વખતે કોણ નહાવા આવ્યું હશે ? કુતૂહલતાને વશ થઈ હું જરા નજીક ગઈ. પાસે જઈ જોયું તો જણાયું કે એ સ્નાન નથી કરતી પણ આત્મહત્યા કરવા પ્રયાસ કરે છે. મેં પાછળથી તેના ખભા ઉપર હાથ નાંખ્યો. ચમકી તેણે પાછું જોયું: 'તે એક સુન્દર બાલિકા હતી.'

મેરી આ વખતે વ્યગ્ર બની ગઈ. તે બોલી : 'આગળ ચલાવ, આગળ ચલાવ !'

એડલ કહેવા લાગી : 'મેં તેને પૂછ્યું : 'તું કાં આ કુકર્મ કરવા તત્પર થઈ ?' તેણે જવાબ વાળ્યો : 'દિલની આગ બૂઝાવવા માટે.' મેં તેને સમજાવ્યું કે આત્મહત્યા એ મહા પાપ છે. તેમ કરવું તે આપણને લાજપ નથી ? તેના મનમાં મારી વાત ઊતરી. એ વખતે તે—'

મેરીએ વચમાં પૂછ્યું: 'એનો પોશાક તપખીરી રંગનો હતો ?'

'હા.'

'એની છાતી પર ચાંદીનો ક્રૂસ હતો ? એની ગોદમાં એક ન્હાનું બાળક હતું ?'

એડલ આશ્ચર્યમુગ્ધ બની બધું સાંભળતી હતી: તેણે કહ્યું: 'હા, પણ આ વાતની તને કયાંથી ખબર ?'

'એ જાણવાની તારે જરૂર નથી. એ પછી શું બન્યું તે કહે.'

'ત્યારબાદ તેણે તેના જીવનની કહાણી કહી સંભળાવી. એ બધું સાંભળી શું કરીશ ? એટલું કહીશ કે તેણે કોઈ હરામખોરની મોહ-જાળમાં ફસાઈ ઘરનો ત્યાગ કર્યો હતો. ત્યાર પછી તેણે આત્મહત્યાં કરવાનો વિચાર કર્યો. તેણે અથથી ઈતિ સુધી સર્વ હકિકત કહી પણ આગ્રહ કરવા છતાં પોતાના પિતાનું નામ ન જણાવ્યું, એટલું જ કહ્યું: 'એ પવિત્ર નામ પર કલંક લગાડયું છે; મારી ઝેરીલી જવાએ પવિત્ર નામ નહિ અભડાવું.' મારી પાસે રૂપિયા હતા તે તેના

બચ્ચાના પાલન અર્થે આપ્યા અને જરૂર પડયે સહાય દેવાનું વચન આપી હું ચાલી ગઈ. એક મહિના બાદ તેણે એક પત્ર લખી તેના બચ્ચાના સ્મરણ-ચિન્હ રૂપ આ ક્રૂસ મારા પર મોકલી આપ્યો. પત્રમાં બચ્ચાના મૃત્યુની ખબર હતી. એ વખતથી એક ક્ષણભર પણ આ ક્રૂસને અલગ નથી કરતી.'

મેરી અત્યાર લગી ધ્યાનપૂર્વક એડલની કહાણી સાંભળતી હતી. તેની વાત ખતમ થતાં તે ધીરેથી બોલી: 'ઓહ ! હું જ એ સ્ત્રી છું.'

એડલ ચોંકી ઊઠી. ક્યાં એ સુન્દર બાલિકા અને કયાં આ ભીષણ મૂર્તિ ! કેવું પરિવર્તન મેરી શીર ઝૂકાવી થોડીવાર સુધી ચૂપ રહી. એ પછી ચપળતાથી એક સ્થાન પર જઈ પગ દબાવ્યો અને દરવાજો ઊઘાડયો. એ તરફ અંગુલી નિર્દેશ કરતી બોલી: 'આ ગુપ્ત દ્વારના સંબંધમાં મારી મા પણ કંઈ નથી જાણતી. મને એક વાર સંયોગથી આનો પત્તો લાગી ગયો. રાત્રે બધાંના સૂઈ જવા પછી આ પાપીને માટે આ દરવાજો ખોલતી. જા, તારા નીચ સ્વામીનો હાથ પકડીને આ દરવાજાથી ભાગી જા ! એક વાર તેં એક અસાહ્ય અબળાનો જાન બચાવ્યો હતો, એની સાથે સ્નેહભર્યો વ્યવહાર કર્યો હતો; આજ એનું ઋણ ચૂકવાય છે. જા, મારી પ્રતિહિંસા-વૃત્તિ પુનઃ જાગે તે પહેલાં દોડી જા.'

એડલે કૃતજ્ઞતા-પૂર્વક આલિંગન દઈ મેરીનું મ્હોં ચૂંમ્યું. હેનરી જાળીની પાસે ઊભો રહી આ બધો તમાશો જોઈ રહ્યો હતો. જીભ હલાવવાની પણ તેનામાં શક્તિ નહોતી રહી. વિદાય થતી વખતે જ્યાં મેરી તરફ આગળ વધ્યો ત્યાં મેરી ઘૃણાથી તેનું અપમાન કરતી બોલી: 'છિ ! સ્ત્રીના પુણ્ય-પ્રતાપથી તારો જાન બચ્યો છે; એની તરફ કૃતજ્ઞતા બતાવ.'

જતાં જતાં એડલે ફરીથી મેરીના વિકરાળ ચહેરા તરફ નજર નાંખી. મેરી નીરવ નિશ્ચલ પ્રતિમાની જેમ ખડી હતી.

મેડમ ગેવેલે લોકોના મેળા સહિત આવી જોયું તો 'શિકાર' ભાગી ગયો હતો; અને મેરી પરવરદિગારની બંદગીમાં એકતાન બની ગઈ હતી.

## ધર્મ કે અધર્મ ?

[ ૧ ]

ફીરોજપુર કરીને એક ન્હાનું ગામ છે. ગામની વસ્તીથી ઉત્તરે થોડે દૂર પાંચ સાત ઝૂંપડીઓ છે. આ ઝૂંપડીઓની અડોઅડ એક આંબાવાડીની વહેળી જેવી એક ખાઈ છે. આ ખાઈ ઉપર રતનો ચમાર એક ફાટીતૂટી બંડી અને જીર્ણ અને ગંદુ પોતીયું પહેરી બેઠો છે. એને અત્યારે પોતાના શરીરનું પૂરુ ભાન હોય એમ જણાતું નથી. કદી ઊઠીને પોતાની ઝૂંપડીમાં જાય છે તો કદી પાછો ફરીને આ ખાઈ તરફ બેસી ભાવશૂન્ય અને વેદનાપૂર્ણ દૃષ્ટિથી પોતાની સ્હામેના દશ્ય તરફ જોયા કરે છે.

સ્હામી બાજુ આ વિશાળ અમરાઈના બીજા ખૂણે આ ઈલાકાના સૌથી મોટા જમીનદારનો આલીશાન બંગલો છે. આ ભૂવનના માલિક પંડિત ચંદ્રિકાપ્રસાદ એક મોટા ધનિક, પ્રભાવશાળી અને ધાર્મિક પુરુષ છે. એક વર્ષથી એમનો આ બંગલો તદ્દન સૂનો હતો. ગઈ સાલ પંડિત ચંદ્રિકાપ્રસાદ પોતાની વૃદ્ધ માતા, પુત્ર, સ્ત્રી, બે બહેનો તથા ડઝનેક અનુચર વર્ગ સાથે તીર્થયાત્રા કરવા નીકળ્યા હતા. આ યાત્રામાં તેમણે ઘણી ઉદારતાપૂર્વક દાનધર્મ કર્યું. પંડયા અને પૂજારીઓને મ્હોં માગી દક્ષીણા દીધી. તીર્થોના પંડયા–પૂજારી યજમાનના આ ધર્મપ્રેમથી મુગ્ધ થઈ ગયા. તેઓ કહ્યા કરતા કે આ કળીયુગમાં પણ આવા દાનવીરો છે તો પૃથ્વી ટકી રહી છે.

એક અઠવાડીયું થયે પંડિતજી પોતાનો મહાન સંકલ્પ પૂર્ણ કરી ઘેર પાછા ફર્યા છે. આથી તેમના બંગલે આખો દિવસ એક પ્રકારના મેળા પેઠે લોકોની આવ–જા રહે છે. ગામના પ્રતિષ્ઠિત સજ્જનો, ન્હાના–મોટા જમીનદારો, સગાં સંબંધી, મિત્રો, આશ્રીતો વગેરે સ્હવાર–સ્હાંજ તેમને ત્યાં આવ જા કરે છે. મોટરો, ગાડીઓ, એક્કા, શીગરામ વગેરેની હારની હાર બાંધી રહે છે. ફીરોજપુરના બીજા લોકોની માફક રતનો પણ ઘણી વાર ખાઈ પરથી આ હિલ-ચાલનો તમાશો જોયા કરે છે. હંમેશ માફક આજ પણ એ ખાઈ પર બેસીને ભારે હૈયે અને આંસુ ભરી આંખે એ દશ્ય દેખી રહ્યો છે. પોતાની ગરીબી અને અસહાયતાનું રહસ્ય જાણવા તે જોઈ ન્હોતો રહ્યો. આ હતભાગ્યમાં એટલી વિચારશક્તિ ક્યાંથી કે તે પોતાનું દારિદ્ર અને અસહ્ય દુઃખો તથા પંડિત ચંદ્રિકાપ્રસાદની અનગળ ધનરાશિ તથા લખલૂંટ વિલાસ વચ્ચેના પરસ્પરના ભીષણ સંબંધનો ખ્યાલ પણ કરી શકે ? એને ક્યાંથી ખબર કે સમાજનું પ્રત્યેક અંગ પોતાની આધ્યાત્મિક, નૈતિક અને ભૌતિક સમ્પત્તિ સમાજના બીજા અંગ પાસેથી મેળવે છે ? એને એટલું પણ જ્ઞાન નહોતું કે અસહ્ય દારિદ્રનું દુઃખ અને અનંતકાળથી પદદલિત રહેવાની પીડા એ કંઈ ઈશ્વરની રચના નથી પણ પરિવર્તનશીલ સંસારની એક સામાન્ય ઘટના છે. એ તો પરંપરાથી સાંભળતો આવે છે કે માણસનાં તમામ દુઃખો ત્હેનાં કર્મોનાં ફળ છે. ભાગ્યની પ્રબળતાની છાપ તેના દિલ પર સજ્જડ પડી ચૂકી છે. ચૂપકીથી પોતાનાં સૌ દુઃખો સહી લેવામાં એ પોતાનો પરમ ધર્મ માને છે. એની વર્તમાન પીડા અને આંસુ કંઈ ક્રોધનું પરિણામ ન હતું. જે દુઃખોથી એ ચોમેરથી ઘેરાયલો છે તેનું એ પરિણામ છે.

રતનો ઘણો ગરીબ છે. તેનો એકનો એક દિકરો નાથુ ત્રણ મહિનાથી બીમાર છે. આજ સુધી જ્યારે રતનો મજૂરી પર જતો ત્યારે તેની સ્ત્રી છોકરાની સંભાળ લેતી હતી. એ પણ છેલ્લા પંદર

દિવસથી શિતળાનો ભોગ બનીને બેસવા ઊઠવા યોગ્ય નથી. રોજ જે મજૂરી મળતી હતી, તેથી તે પોતાના કુટુમ્બનું ભરણપોષણ કરતો હતો. હાલ કેટલાક દિવસથી માંદાની દેખરેખ રાખવાથી તે મજૂરી પર જઈ શકતો ન્હોતો. ગામ લોકો પાસેથી દેવું કરીને તે આજ સુધી પોતાનું ખર્ચ ચલાવતો હતો. પરંતુ કાલે એને કોઈએ કરજ પેટે પણ રૂપિયા ન આપ્યા. ક્યાં જાય? આ બીમારોને ક્યાં રાખે? દવા ક્યાંથી લાવવી? માંદા પુત્ર અને સ્ત્રીને શું ખવરાવે? પોતે શું ખાય? આ એવા પ્રશ્નો છે કે જેનો એની પાસે કોઈ ઉત્તર નથી. પોતાના પુત્રનો આર્તનાદ સાંભળી તે પોતાની ઝૂંપડીમાં જાય છે. તેને શાન્ત પાડીને પાછો બહાર આવે છે અને આ આંબા–વાડીની ખાઈ પર બેસી સામેની બાજુ તરફ વિચારશૂન્ય નજરે જોઈ રહે છે.

નમતો પહોર થયો છે. રતનો આ સ્થિતિમાં ખાઈ પર બેઠો છે. એટલામાં પાસેની ઝૂંપડીમાંથી તેની પાડોસણ નીકળી તેની પાસે આવી અને બોલી: 'ભાઈ, આજે તમે ઘણા ઉદાસીન દેખાઓ છો. નાથુ અને કાશીને કેમ છે?' રતનાની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. 'કાલે બચ્ચાને કંઈ ખાવાનું મળ્યું નથી; નથી એની માએ કંઈ ખાધું.' રતનો રડતે સાદે કહેવા લાગ્યો, 'બહેન, એક–બે દિન તમે આ માંદાની ખબર લેતાં રહો તો હું કંઈ મજૂરી ખોળી કાઢી બે–ચાર પૈસા લાવું તો એમનાં પેટ ભરાય. બે ચાર દહાડામાં તો નાથુની મા હરતી–ફરતી થઈ જશે. પછી તો એ છોકરાને સાચવશે. નાથુ તમારી સાથે હળી પણ ગયો છે. જો તમે આટલું કરવા તૈયાર થાઓ તો આજે જ હું કંઈ મજૂરી નક્કી કરી આવું. નહિ તો મારો છોકરો ભૂખે મરી જશે.' રતનો આટલું કહીને વળી વધારે રડી પડ્યો. 'મ્હારે ત્યાં પણ બે જણ માંદાં છે. કોઈ કમાનાર છે નહિ ભાઈ.' પાડોસણે પોતાની કથા શરુ કરી, એક દિવસ કાઢવો મૂશ્કેલ થઈ પડયો છે. પણ ભાઈ રડશો નહિ. હું નાનીને મોકલીશ; તે બચ્ચા કને બેસશે. જરૂર પડશે તો મને બોલાવ્યાં કરશે.'

રતનો પોતાની પત્નીને સઘળું સમજાવી શહેરમાં ગયો. રાતના આઠના સુમારે ઘેર પાછો આવ્યો અને તેની સ્ત્રીને કહ્યું: 'આજ આઠ આના રોજની મજૂરી એક જગાએ નક્કી કરી આવ્યો છું. કાલથી ત્યાં જઈશ. એક આનો આગળથી લઈને બચ્ચાને તથા ત્હારે માટે આ સેવમમરા લાવ્યો છું. એટલું કહી બાળકને તથા સ્ત્રીને સેવમમરા ખવરાવી તે શાન્ત થયો. કાલ સવારે કામ પર જઈશ. એ વિચારમાં તે ઊંઘી ગયો.

[ ૨ ]

અર્ધી રાત વીતી ગઈ છે. પંડિત ચંદ્રિકાપ્રસાદનો બંગલો વીજળીક રોશનિથી ઝગમગી રહ્યો છે. એન્જીનના ધબકારા જે દિવસે ફક્ત મકાન સુધી જ સંભળાતા હતા તે અત્યારે ધડકતા હૃદયની માફક સમસ્ત વાતાવરણને કંપાવી રહ્યા છે. મોટરો અને ગાડીઓ આવતી બંધ થઇ ગઈ છે. મ્હેમાનો પોતપોતાના ખંડમાં ગયા છે. આખા દિવસભર આતિથ્ય કરીને પંડિત પોતાના શય્યાખંડમાં એક કોચ પર બેઠા છે; એટલામાં લાલા ભવાનીપ્રસાદ અંદર આવ્યા અને પૂછ્યું: 'હજુરે મને બોલાવ્યો ?' 'અરે તમે સાંભળ્યું કે ?' પંડિતજીએ જવાબ આપ્યો: 'શાસ્ત્રીજી કહે છે કે બંગલાના આંગણામાં યજ્ઞ નહિ થઈ શકે. જગાની તંગી છે. દોઢસો પંડિતો આવવાના છે. ચારસોથી પાંચસો બીજા લોકો પણ આમંત્ર્યા છે. તો હવે યજ્ઞની જગા ક્યાં રાખવી ?' 'જ્યાં હજુર ફરમાવે ત્યાં' લાલાજીએ ઉત્તર દીધો, 'મારા મત પ્રમાણે તો આ સામેની આંબાવાડી બહુ સરસ છે. જો એ સાફ થઈ જાય તો ત્યાં યજ્ઞ થઈ શકે ખરો.' 'પરંતુ કાલનો જ દિવસ વચમાં છે. એટલામાં આખા બાગની જમીન સાફ કરવી અને મંડપ અને તંબૂઓ ઊભા કરવા એ કંઈ સ્હેજ કામ નથી.' પંડિતજીએ વિચાર દર્શાવ્યો.

'નહિ, સરકાર', સહુ થઈ જશે. ગામમાંથી પચાસ–સાઠ આદમી બોલાવીશું. એ બધું કરી નાખશે.' લાલાજીએ હિમ્મત બીડી.

'ભલે ત્યારે, એ તમે જાણો. પણ કાલે એ સઘળી તૈયારી થવી જોઈએ. વળી જુઓ ! પેલા ગામ તરફની ખાઈની આગળ કનાત બંધાવજો. આખો દિવસ ત્યાં ગંદાં અને ફાટેલાં કપડાં પહેરી લોકો ટોળાબંધ જમા થાય છે.' પંડિતજીએ માથેથી ભાર ઊતાર્યો.

'ઘણું સારું સરકાર !' કહી ભવાનીપ્રસાદ ખંડની બહાર ગયા. બહાર જઈ તેમણે મંગલસિંહને બોલાવ્યા અને ફરમાવ્યું કે તાકીદથી ફીરોજપુર, મદારીપુર વગેરે ગામથી આઠ-આઠ, દસ-દસ ચમાર, ઢેડોને સૂર્યોદય પહેલાં પકડી લાવવાની વ્યવસ્થા કરી દેજો. કોઈ પણ બ્હાના તરફ લક્ષ દેશો નહિ. જો કોઈ સીધી રીતે ન આવે તો દંડબાજી પણ ચલાવજો. કામ ઘણું જરૂરનું છે. જો કંઈ ખામી રહી તો જવાબદારી તમારે માથે છે.

'સરકાર !' મંગલસિંહે કહ્યું: 'દુનિયાનો ખેલ અજબ છે. આજકાલ એ ન્હાની કોમોએ જબ્બર માથું ઊઠાવ્યું છે. માલિકની વેઠને જૂલ્મ કહે છે. હજાર બહાનાં કાઢે છે અને આવે છે તે પણ જાણે યમલોકમાં ના જતા હોય તેમ.'

'હું એ ફરિયાદ સાંભળવા નથી માગતો. કાલે સૂર્ય ઊગતા પહેલાં અહીં પચાસ-સાઠ આદમીઓ આવવા જોઈએ.' લાલાજીએ રુઆબ બતાવ્યો. મંગળસિંહે સિપાઈઓને બોલાવી તાકીદથી ચોમેરનાં ગામમાં મોકલ્યા કે તેઓ રાત્રે જ લોકોને ખબર દઈ દે, જેથી સવારે કોઈ કામ પર ચાલ્યા ન જાય. તે પોતે ફીરોજપુર બાજુ ખાઈ પર જઈને રતના, મંગળીયા વગેરેને એ ખૂશ-ખબર કહેવા ગયો. ખાઇની પાસે જતાં તેણે દેખ્યું કે કોઇ ત્યાં બેઠું છે. તેણે ધાંટો કાઢ્યો: 'કોણ ?'

જવાબ મળ્યો: 'એ તો હું રતનો, માબાપ !'

'અરે આ શું ? અત્યારે અહીં કેમ બેઠો છે ? કેમ આજ કંઈ ભોગ આપવાનો ઇરાદો છે ?'

'નહિ હજુર.' રતનાએ કહ્યું: 'મ્હારા પુત્ર નાથુની તબિયત બહુ ખરાબ છે. બે દિન પહેલાં રાત્રે તેને ફક્ત સેવમમરા ખવાડયા હતા. બે કલાકથી એવો તફડી રહ્યો છે કે જોયું નથી જતું. ક્યાં જાઉં? કોને બતાવું? ક્યાંથી દવા લાવું કે જેથી એને ચેન પડે? આ ફીકરમાં હું અહીં બેઠો છું મને તો લાગે છે કે એ હવે ભાગ્યે બચે.' રતનાની આંખો આંસુથી ઊભરાઈ ગઈ. એનો કંઠ ભરાઈ ગયો. પણ મંગળસિંહને આ વખત વિશેષ સહાનુભૂતિ બતાવવાનું યોગ્ય ન લાગ્યું. તેણે કહ્યું: 'ભાઈ, શા માટે ગભરાય છે? છોકરાં છેઃ સૌ સારું થઈ જશે, અત્યારે દવા કયાં મળે? કયો વૈદ્ય ત્હારે માટે દોડતો આવશે? વારુ સાંભળ! સ્હવારે કંઇ જઈશ નહિ. સૂરજ ઊગતા પહેલાં ત્હારે બંગલે હાજર રહેવું પડશે.'

'કાલનું તો હું બહાનું લઈ ચૂકયો છું.' રતનાએ આજીજી કરવા માંડીઃ 'બચ્ચાની આવી સ્થિતિ છે. તેની મા પણ બિમાર છે. સરદાર સાહેબ માફ કરો! આ ત્રણ અભાગીયાંના પ્રાણ આપની મુઠ્ઠીમાં છે. બીજે વખતે એક નહિ, દસ દિવસની વેઠ કરાવજો.'

'ભાઈ, હું માલિક નથી. હું તો માલિકનો નોકર છું. તારે જે કંઈ કહેવાનું હોય તે માલિકને કહેજે. એમને રૂચશે તો તને છોડી દેશે.' મંગળસિંહ કહી છૂટયો, રતનો કંઈ કહેવા જતો હતો પણ 'ભાઈ હું કશું નથી કરી શકતો. કાલે સ્હવારે બંગલે જરૂર આવવું પડશે.' કહી તેને ચૂપ કર્યો. એટલું કહી મંગળસિંહ ત્યાંથી ચાલતો થયો. નિરાશામય હાલતમાં ખાઈ પર બેસી તે હૈયાફાટ રડવા લાગ્યો.

પ્હરોડ થતામાં તો પંડિત ચંદ્રિકાપ્રસાદના બંગલામાં ચોપાસ જાગૃતિ દેખાય છે. મોટરો અને ગાડીઓની આવજા શરૂ થઈ ચૂકી છે. આમ તેમથી લોકોનો કોલાહલ સંભળાય છે. લોકોનાં ટોળેટોળાં આમ તેમ આવતાં નજરે પડે છે. કોઈ મોટો ઉત્સવ થવાનો પ્રબંધ થતો હોય એવું જણાય છે. દિલ્હી, આગ્રા, બનારસ ઈત્યાદિ સ્થળેથી પ્રખ્યાત પાકશાસ્ત્રીઓને બોલાવવામાં આવ્યા છે. અમરાઈના એક ખૂણામાં

પાકશાળાનો પ્રબંધ કરવામાં આવ્યો છે. પૂર્વમાં તંબૂની ત્રણ-ચાર હારો બંધાઈ છે. એમાં .મદ્રાસ, બંગાળ તથા બનારસથી આમંત્રિત શાસ્ત્રી, પંડિત, વેદપાઠી વગેરેને ઉતારવામાં આવશે. બાગની સામે ફીરોજપુર તરફની ખાઈ પર એક સુશોભીત કનાત બાંધી છે. કનાતથી લગભગ વીસેક ગજ છેટે એક વિશાળ શમીયાનો ઊભો કરવામાં આવ્યો છે. એમાં વેદપાઠ ધ્વનિ થશે અને તેની સામે યજ્ઞકૂંડ રચાશે. આ વિશાળ શિબીરની બન્ને બાજુ પર તથા આગળ પાછળ બીજા મોટા તંબૂ ઠોકવામાં આવ્યા છે, જેમાં નિમંત્રીત સજ્જનો બેસીને યજ્ઞદર્શન કરશે. વાડીની ચારે બાજુ એક વિચિત્ર હીલચાલ થઈ રહી છે અને સેંકડો નોકર તથા મજૂરો કામ કરી રહ્યા છે. આ મજૂરોમાં હતભાગ્ય રતનો પણ એક ખૂણે બેસીને જમીન સાફ કરી રહ્યો છે. થોડો સમય થયા બાદ મંગલસિંહ તેને ભવાનીપ્રસાદ પાસે લઈ ગયો. પરંતુ તેમણે કંઇ દાદ ન દીધી. તેણે કહ્યું: 'સ્હવારથી દસ આદમી આવા જ કીસ્સા લઈને આવી ચૂકયા છે. હું કંઇ પણ સાંભળવા નથી માગતો. જેને કંઈ કહેવું હોય તે ખૂદ સરકારને કહે. જુઓ શિવમંગલસિંહ! સૌને કહી દો કે જો હવે કોઈ સિપાઇ કોઈને મારી પાસે લાવશે તો હું તેને નોકરી પરથી દૂર કરીશ. આ નાની કોમોએ તો ભારે ગજબ કરવા માંડયો છે. નથી તેઓ જાતે કામ કરતા કે નથી બીજાને કરવા દેતા. અને તમે લોકો પણ એવા છો કે તમારાથી દસ આદમીઓ કનેથી કામ નથી લઈ શકાતું.'

મંગલસિંહ ગાળો દેતો દેતો રતનાને પાછો લાવ્યો. શમીયાના અને કનાતની વચ્ચેની જમીન તેને સાફ કરવા કહ્યું અને કહી દીધું કે જો હવે તેં કંઈ ટેં ટેં કરી તો તારાં હાડકાં તોડી નાખીશ.

કમભાગ્ય રતનો કામ કરી રહ્યો છે. એની આંખોથી આંસુ વહ્યે જાય છે. એણે નિશ્ચય કર્યો છે કે હું મારો હાલ સરકારને રૂબરૂમાં જણાવીશ. આથી વારંવાર એ બંગલાના આંગણા તરફ જોયાં કરે છે. દિવસ ચઢયે જાય છે. કદી કદી રતનો કનાત પાછળ પોતાની

ઝૂંપડી સ્હામે આવી ઊભો રહે છે. તેના પુત્રની દર્દભરી અહા અને તરફડાટમાં 'બાપા, બાપા'ના પોકાર તેના કાનોમાં અથડાય છે. પણ કરે શું ? એનું હૈયું વિદીર્ણ, શરીર અશક્ત અને ચિત્ત અસ્થિર છે. થોડી વારમાં બેભાન થઈને એ પડી જશે એમ જણાય છે.

દસ વાગ્યા બાદ કેટલાક પંડિતો સાથે વાતો કરતા ચંદ્રિકાપ્રસાદને તેણે આંગણામાં દેખ્યા. ઝાડોની આડે થઈને રતનો આંગણા સ્હામે આવ્યો, ડરતાં ડરતાં પગથીયા ચઢ્યો અને ઘુંટણીએ પડી માથું જમીન પર ટેકવ્યું. પંડિત ચંદ્રિકાપ્રસાદે પૂછ્યું : 'અરે! આ કોણ છે ? અરે તું કોણ છે ?'

ભવાનીપ્રસાદે ઉમેર્યું : 'જે કંઈ કહેવાનું હોય તે સીધી રીતે ઊભો થઇને કહે.' રતનો ઊભો થઈ ગયો અને ધ્રૂજતે ધ્રૂજતે કંપિત સ્વરે બોલ્યો : 'હજુર! મ્હારે ત્યાં બે માણસ બિમાર છે. હું ભારે સંકટમાં ફસાયો છું. આજ માફ કરી દો ઘણો ધર્મ થશે.

'આ શું કહે છે ?' ચંદ્રિકાપ્રસાદે પૂછ્યું.

'હાં; હવે મને સમજ પડી' ભવાનીપ્રસાદે ખુલાસો કરવા માંડયો; 'હજુર, વાત એમ છે કે જે વેઠીઆ ગામમાંથી બોલાવ્યા છે તેમણે ભારે વિરોધ કરવા માંડયો છે. સ્હવારની બૂમ મારવી શરુ કરી છે. પળે પળે એક એક જણ આવે છે અને લાંબીચોડી રામકહાણી સંભળાવવા માંડે છે. મુદ્દાની વાત એમ છે કે અમારાથી વેઠ નહિ થાય; અમને જતા કરો. એની લુચ્ચાઈ તો દેખો ! સવારે મારી પાસે આવ્યો હતો; મેં એને સમજાવ્યો હતો. હવે મારી ફરિયાદ હજુર પાસે કરવાને આવ્યો છે.'

પંડિતજીએ માથું ધુણાવી કહ્યું : 'હાં; એમ છે કે ? હું ન્હોતો તેથી એ લોક આટલા માથે ચઢ્યા છે ! હવે હું આવ્યો છું. એમની ચાંમડી ચીરી નાંખીશ. કોણ, સિપાઈ ? આને તાકીદથી અહીંથી હટાવો અને આજ શું, કાલે પણ એને ઘેર ન જવા દેતા.'

મંગળસિંહે રતનાને આંગણામાં જતો દેખ્યો હતો. પાછળથી આવીને તે થાંભલા આડે દાંત કચકચાવતો ઊભો હતો અને વિચાર કરતો હતો કે આ બલા આખરે મારી પાસે આવશે. હુકમ થતાં એણે બાજ પેઠે રતનાને ઝડપ્યો, એક થપ્પડ લગાવી અને ગળચી પકડી પગથીયાં તરફ ફેંક્યા.

ત્રણ દિવસના ઉપવાસથી રતનો અશક્ત થઈ ગયો હતો. મંગળસિંહના ધક્કા સ્હામે તે પોતાનું શરીર ન ટકાવી શક્યો અને પગથીયાં પર ગબડી પડ્યો. આથડતો આથડતો તે દિવાલના ખૂણા સાથે અફળાયો અને ત્યાંથી ઊંધે માથે છેક નીચેની ફરસબંધી પર પછડાયો. ઊઠવા કોશીશ કરી પણ ન ઊઠી શક્યો.

'હઝુર! શો ઢોંગ કરી રહ્યો છે?' મંગળસિંહે ઘા પર નમક છાંટ્યું: 'અડતાંની સાથે કેવો ઉથલી પડ્યો!'

'હું તારો કે એનો કોઈનો ઢોંગ નથી જોવા માગતો.' પંડિતજી તજી ચીડાઈ ઊઠ્યા. 'જાઓ, દૂર થાઓ અહીંથી. અને એને પણ દૂર હટાવો.'

બીચારા રતનાને બે માણસોએ પકડીને કનાત પાસેના એક ઘેરદાર આંબાની છાંયમાં નાખ્યો. ચંદ્રિકાપ્રસાદજી શાસ્ત્રીઓને લઈ જે ખંડોમાં દાનસામગ્રી રાખવામાં આવી હતી ત્યાં લઈ ગયા. કંઈક સેંકડો લાલ–પીળાં પીતામ્બર સજાવટથી મૂક્યાં હતાં. કંક સંખ્યાબંધ ચાખડીઓની જોડો, પાંચસો સુતરાઉ કાપડના તાકા અને રેશમી વસ્ત્રોનાં બડલોનાં બંડલો આમ તેમ પડ્યાં હતાં. કોઈ ખંડમાં સૂકા મેવાના ઢગ પડ્યા હતા, કંઈ થોકબંધ વાસણો પડ્યા હતાં, તથા કંઈ ચાંદીની થપ્પીઓ વગેરે અન્ય ચીજો ગોઠવેલી હતી. દાનની આટલી બધી સામગ્રી દેખીને અક્કલ દંગ થઈ જતી હતી.

[ ૩ ]

રતનો એકલો બેભાન થઈને આંબાની શીળી છાયામાં પડ્યો છે. કોઈ એની ખબર લેનાર નથી. પાસે થઈને જનાર તેના તરફ જોઈ

હજાર વાત કરે છે. કોઈ કહે છે કે ભારે ઢોંગ કર્યો છે, તો કોઈ કહે છે, કે 'નહિ, નહિ, બિચારાને ચોટ લાગી ગઈ છે.' વળી કોઈ કહે છે; 'ભાઈ, ગરીબોને ન કરાવે તે થોડું. ' વેઠ કરો અને ધપ્પા ખાઓ ' ન્યાય આવો છે. સંસારમાંથી દયાધર્મનો લોપ થયો છે. હવે ગરીબનું કોઈ બેલી નથી.' રતનાના ગામવાળા એને દેખીને બહુ દુઃખી થાય છે. તેઓ જાણે છે કે તેની સ્ત્રી અને પુત્ર મરણને કાંઠે છે. કોઈ એમને જોનાર નથી. પણ કરવું શું ? એ જ બિચારા પરવશ છે ત્યાં ? કામ કરતા જાય છે અને માંહી માંહી વાતો કરે છે કે ભાઈ હવે આપણું ઠેકાણું નથી. હવે કોઈ બીજો દેશ દેખો. બીજાએ કહ્યું : ભાઈ, જ્યાં આપણું નસીબ રૂઠયું ત્યાં કયાં જશો ? જ્યાં જશો ત્યાં આપણું દુર્ભાગ્ય આપણી સાથે જ આવશે.

બારનો સમય થયો. મજૂરોને ખાવાની છૂટી મળી. રતનાના ગામવાસીઓએ તેની પાસે આવી તેને ઊઠાડવાની કોશીશ કરી પણ એણે આંખ ન ઊઘાડી એમણે જોયું કે તેની સ્થિતિ ઘણી ભયંકર છે, ત્યારે તેઓ ભવાનીપ્રસાદ કને ગયા અને સર્વ વાત કરી. તેણે કહ્યું કે તે પડી ગયો છે : ' ચોટ લાગી ગઈ હશે. ગરમ દૂધ લઈ જઈને પાઓ અને જ્યાં ચોટ લાગી હોય ત્યાં ગરમ તેલથી માલીસ કરો. આરામ થઈ જશે. '

દૂધ આવ્યું. રતનાના ગળે એક ઘૂંટડો દૂધ ઊતર્યું કે તરત તેણે આંખ ખોલી અને બે–ચાર ઘૂંટડા પીધા કે એ તદ્દન સચેત થઈ ગયો. પાસે બેઠેલાઓને ઓળખી તેણે કહ્યું : ' ભાઈ એક કામ કરી દો. ભારે ધર્મ થશે. આ કનાત પાછળ જઈને જે દૂધ મને પાઓ છો તે મારી સ્ત્રી તથા પુત્રને અર્ધું અર્ધું પાઓ. ખબર નથી ભૂખથી એમની શી દશા થઈ હશે. એતો ધારતાં હશે કે સ્હાંજે હું દાણા લઈને આવીશ, પણ હવે કયાં હું અને કયાં દાણા ? જો આજ પણ એ ભૂખ્યાં રહેશે તો આજની રાત તે એમની છેલ્લી રાત થશે. '

'રતના ! ત્હારી સ્ત્રી તથા પુત્રને ઠીક છે.' એમને સમજાવવા માંડયું: 'એમને બીજું દૂધ પાઈશું તું આ પી લે! પછી જરા હાથ–પગ હલાવ તો કંઈક કળ વળે.'

'ભાઈ, મારા હાથપગને કંઇ નથી થયું, રતનાએ ખુલાસો કર્યો. મને લાગે છે કે મારી ડાબી પાંસળી તૂટી ગઈ છે. હવે આ જીન્દગીમાં ફરીથી નહિ ઊઠાય. શરીરથી બને તેટલું કર્યું: છાતીની પીડાથી મારો જીવ નીકળી જાય છે. હવે હું નહિ બચું. બસ એટલો ધર્મ કરો: દૂધ મારા છોકરાને પાઈ દો. ઈશ્વર તમારું ભલું કરશે.' આટલું કહેતામાં રતનાની બત્રીસી બીડાઈ ગઈ. તેણે આંખો બંધ કરી દીધી.

બિચારા મજૂરોએ થોડીવાર ફરી મહેનત કરી એમની છૂટીનો વખત પૂરો થયો અને તેઓ ફરી કામે લાગ્યા. રાત થતામાં તો તેમનું બધું કામ પૂરું થયું. હવે બાગ તૈયાર થઈ ગયો. કાલથી અહીં ભારે ધામધૂમથી યજ્ઞ શરૂ થશે.

[ ૪ ]

નવ–દસ વાગ્યાનો સમય છે. બંગલા સામેનો બાગ આજે એક નવા સ્વર્ગ જેવો દીસે છે. ભાતભાતનાં તોરણ અને ધ્વજાપતાકા ચારે બાજુ લટકી રહ્યાં છે. તંબૂઓના અસંખ્ય રંગબેરંગી પડદાઓ પવન સાથે ખેલી રહ્યા છે. બાગમાં કંઈ ફૂલઝાડ તો નથી પણ તેને સ્થાને લાલ પીળાં પીતામ્બર અને ઊનની રંગબેરંગી શાલોથી વિભૂષીત શાસ્ત્રો, વેદપાઠી પંડિત, આચાર્ય વગેરે ગૌરવપૂર્વક આમતેમ ઘૂમી રહ્યા છે. આ પવિત્ર પ્રસંગે હાજર રહેવાનું પોતાને સદ્‌ભાગ્ય મળેલું માની ગામના સજ્જનોનાં ટોળેટોળાં હરખ ભેર તંબૂઓમાં બેઠાં છે. આ તંબૂઓના મધ્યમાં એક યક્ષકૂંડ છે. હોમવાની તમામ સામગ્રી આ કૂંડની ચારે બાજુ પાથરેલી છે. બીજી સુગંધિત ચીજો સાથે ઘી પાણી પેઠે અગ્નિદેવને અર્પણ થાય છે. એક વિચિત્ર સુગંધ ચોપાસ ફેલાઈને આકાશ તરફ ચઢી રહી છે. જે અદશ્ય અને આકાશવાસી દેવગણની પ્રસન્નતા અને તૃપ્તિ નિમિત્તે આ માહાયોગ રચવામાં આવ્યો છે, તેઓને આ સુવાસ

જરૂર મુગ્ધ અને પ્રસન્ન કરતી હશે. આ મનમોહક સુવાસ સાથે વચ્ચેના શમિયાનામાંથી ઊઠતા વેદપાઠના શુદ્ધ, તીવ્ર અને અલૌકિક સ્વર ચોગમ વાતાવરણમાં ગૂંજી રહ્યા છે. પંડિત ચંદ્રિકાપ્રસાદનો બંગલો જાણે સ્વર્ગનો એક ભાગ ન હોય તેમ લાગે છે.

પણ કનાત પાસે ઊભા રહી બીજી બાજુ જોનારને એક બીજું જ દૃશ્ય દેખાય છે. આઠ–દસ ભાંગીતૂટી ઝૂંપડીઓ એવી તો અવ્યવસ્થિત, ગરીબાઈ ભરી અને ગંદી છે કે તે માણસને તો શું પણ ઢોરને રહેવા યોગ્ય રહી નથી. માનવસમાજનાં દુઃખ અને પતનના આ સ્મારકોમાંથી, યજ્ઞકૂંડમાંથી નીકળતી સુવાસને બદલે ઘોર દારિદ્રની આ સામગ્રીઓથી ઉદ્‌ભવેલી અસહ્ય બદબો ઊંચે આકાશમાં ચઢી રહી છે. વેદપાઠના મીઠા ધ્વનીને સ્થાને અહીં એક અદ્‌ભૂત કરુણ ગાન સંભળાય છે. સારા સંસારમાં જેમની નથી કોઈ માવજત કરનાર કે નથી કોઇ દવાદારુ કરનાર, એવા તડફડતા રોગીઓના આર્તપુકાર સામેની ઝૂંપડીયોમાંથી આવે છે. અને એ અવાજ, વેદગાન સાથે સમ્મિલિત થઇને ઊંચે ચઢે છે. સમજાતું નથી. કોણ જાણે વેદનાદ સાથે એ કરુણ સ્વરના મિશ્રણથી આરાધ્ય દેવગણના હૃદય પર શી અસર થતી હશે ? પરંતુ એ તો સ્પષ્ટ રીતે સિદ્ધ જ છે કે આ મહા યજ્ઞમાં ભાગ લેનાર ધનાઢ્ય અને વિદ્વાન ધર્મમૂર્તિઓ નથી તો આ કરુણ અને દર્દ ભર્યા પૂકારો સાંભળી શકતી કે નથી એમના હૃદય પર એની કંઈ ખાસ અસર પડતી.

સામેની ઝૂંપડીયોમાંથી આવતી દર્દ ભરી આહ બંધ થઈ ગઈ. એક દુર્બળ દુઃખી અને રોગી સ્ત્રી ભીંતનો ટેકો લઇને બહાર આવી, પણ તે આગળ ન જઈ શકી. તે બારણા આગળજ બેહોશ બનીને પાછડાઈ પડી. એ નાથુની મા છે. રતનાની ઝૂંપડીમાંથી રડવાનો અવાજ આવ્યો અને એક સ્ત્રી ગભરાઇને બહાર આવી. રતનાની સ્ત્રીને બારણા આગળ પડેલી દેખીને તે ઝૂંપડીની અન્દર ગઇ અને ક્ષણ ભરમાં 'હાય ! હાય ! આ બન્ને મરી ગયાં:' એવી ચીસ પાડી ગંદી ઝૂંપડીયો છોડીને ગામ તરફ દોડી ગઇ. '

થોડી વારમાં આ ઝૂંપડીઓમાં વીસ–ત્રીસ પુરુષ એકઠા થઈ ગયા અને એકી સાથે એવા તીવ્ર અને વિકરાળ સ્વરથી વિલાપ કરવા લાગ્યા કે વેદપાઠી પંડિતો અને તેમના સાથીઓની એકાગ્રતામાં ભંગ પડયો, અને કેટલાક માણસો તો કનાતની પાછળ જઈને એ હૃદયવેધક દૃશ્ય જોવા લાગ્યા. યજ્ઞ કર્તા પંડિતોમાં શાસ્ત્રાર્થ શરુ થયો. કોઈએ કહ્યું કે યજ્ઞભંગ થયો. બીજાએ ઉમેર્યું કે વેદધ્વનિ શૂદ્રો અને અસ્પૃશ્યોના કાન સુધી પહોંચે એવી જગાએ વેદપાઠ કર્યાનું પાપ વેદપાઠીને નહિ પણ યજમાનને લાગે. ત્રીજાએ વળી સુધાર્યું કે યજ્ઞશાળાને ફરતા સો ગજમાં જો કોઈ શબ હોય અને તે પણ ખાસ કરીને એક અસ્પૃશ્યનું હોય તો યજ્ઞભ્રષ્ટ થઇ જાય છે.

પંડિત ચંદ્રિકાપ્રસાદના ક્રોધની કંઈ સીમા ન રહી. એમણે હુકમ કર્યો કે કનાતથી સો ગજની અંદર જો કદાચ કોઈ રડે તો તેની ખોપરી તોડી નાંખો. સ્ત્રી–પુરુષ કોઈનો ખ્યાલ ન કરતાં. રતનો, તેનો છોકરો તથા સ્ત્રી અને કોદરીના પતિની લાશો બધી ગામની બીજી બાજુના બાગના કોઈ ઝાડ નીચે નંખાવો. ત્યાં જઇને રોવું, પીટવું હોય તે રડે પીટે. આ બધી ઝૂંપડીયો તાકીદથી ખાલી કરાવી તેમાં રહેનાર સૌને એ બાગમાં મોકલી દો. બધી ઝુંપડીયો તોડાવી, જમીન બરાબર કરી, ગંગાજળના વીસ ઘડા છંટાવો. જ્યાં સુધી આ સઘળું થાય ત્યાં સુધી યજ્ઞ બંધ રહેશે.

થોડી વારમાં ચંદ્રિકાપ્રસાદજીને શુભ સમાચાર મળ્યા કે તેમના ફરમાનનો પૂરો અમલ થયો છે. એમણે હવે હુકમ કર્યો કે યજ્ઞશાળાથી બસેં ગજ દૂર સિપાઇઓ ઊભા રહે, અને અંદર કોઈ નાની કોમના માણસને ન આવવા દે. એટલી વારમાં ભવાનીપ્રસાદે પ્રધાન શાસ્ત્રીઓને વશીભૂત મંત્ર દ્વારા વશ કરી લીધા. તેઓ પંડિત ચંદ્રિકાપ્રસાદ પાસે આવ્યા અને એવો મત પ્રકટ કર્યો કે અકસ્માત યા આપત્તિ પડવાથી યજ્ઞભંગ નથી થતો. એ આપત્તિનું કારણ દૂર કરતાં યજ્ઞ પુનઃ આરંભાય એ શાસ્ત્રોક્ત છે. તે બાદ યજ્ઞની ધામધૂમ ફરી શરુ થઈ.

હજી સૂર્યોદય નથી થયો. યજ્ઞભૂમિમાં ચોગમથી હરઃ હરઃ શિવઃ શિવઃ સીતારામઃ રાધેકૃષ્ણઃ વગેરેના અવાજો થઈ રહ્યા છે. પરંતુ એકાએક દૂરથી ધીમા પણ કંપિત સ્વરોમાં "રામ નામ સત્ત હૈઃ યહ સબકી ગત્ત હૈ" નો વ્યાકુળ ધ્વનિ પણ આવીને તેમાં ભળવા લાગ્યો. પંડિત ચંદ્રિકાપ્રસાદે એ ધ્વનિ સાંભળતાં પૂછ્યું કે એ કોણ છે? જવાબ મળ્યો કે ફીરોજપુરના સ્મશાનયાત્રી ચમારો જાય છે. પંડિતજી ગુસ્સાથી કંપી ઊઠયા અને બરાડવા લાગ્યા 'કેમ સ્મશાન જવાનો રસ્તો પણ મારા માથા પર નક્કી કર્યો છે? તમે લોકો આંધળા અને નિમકહરામ છો. હવે મારી સઘળી વ્યવસ્થા જાતે કરવી પડશે.' બિચારા નોકર ડરથી ખામોશ રાખી રહ્યા, પરંતુ એ શાન્તિમાં આ ક્રોધ અને આ વાતોનો ધીમા અને કંપિત સ્વરોમાં વારંવાર જવાબ દેતા શબવાહીનીઓ સાથે સ્મશાન યાત્રીઓ ચાલ્યા ગયા કે 'રામનામ સત્ત હૈ, યહી સબકી ગત્ત હૈ; બાકી સબ અસત્ત હૈ રામનામ સત્ત હૈ.'

# માતાનો પ્રેમ

[ ૧ ]

માતૃપ્રેમ ! તને ધન્ય છે. દુઃખથી સળગતા સંસારમાં તારી હુંફાળી ગોદ મરુભૂમિમાં મીઠી વીરડી સમાન છે. નિરાધારનો આધાર, નિસ્સહાયની સહાય તું જ છે. બાલકના કષ્ટે દુઃખ પામતી રૂપી આજ ત્રણ ત્રણ દિવસ થયાં અન્નનો દાણો કે પાણીનો છાંટો સરખો પણ પામી નથી. બબ્બે ફૂલ સમા બાળકોને ગોદમાં છુપાવ્યા છતાં તેનું આ ત્રીજું અને છેલ્લું બાળક પણ મૃત્યુની વાટ જોતું એક ભાંગ્યા-તૂટ્યા ખાટલામાં પડ્યું પડ્યું ડૂસ્કાં ખાય છે. પતિના સ્વર્ગ-વાસ પછી આ બાળક જ તેની આશાનો તાર અને દુઃખમાં વિશ્રામ-સ્થાન છે. બે બાળકો ગયાં, સ્વામી પણ ગયો અને તેની સાથે તેનું સઘળું સુખ નષ્ટ પામ્યું. ફક્ત આ બાળકને માટેજ તેની જીન્દગી ટકી રહી છે. જીયાવન ( બાળકનું નામ ) મોટો થઈ કોક દિવસ સુખ દેખાડશે એ વિચાર-તંતુએ તેનું જીવન લટકી રહ્યું હતું. સુખનો સૂરજ ઊગશે અને દુઃખનાં અંધારાં વેરાશે એવી તેને અટલ ખાત્રી હતી. પણ કોઈની બધી આશાઓ ફળીભૂત થાય છે ?

રૂપી, જીયાવનને કોઈ દિવસ એકલો ન રહેવા દેતી. ખેતરમાં ઘાસ કાપતી વેળા કે કુવે પાણી ભરવા જતાં તેનો પ્યારો પુત્ર તેના ખોળામાં જ રહેતો. માતાની સાથે જીયાવન પણ નાના દાતરડા વડે ઘાસ કાપતો. માતા પરનું હેત ઊછળી આવતાં તે કહેતોઃ ' મા તું

માચડા પર બેસી રહે. હું ઘાસ કાપી ગામમાં વેચી આવીશ.' પણ પુત્ર વાત્સલ્યથી જેનું હૃદય છલકાય છે એવી માતા તેના હૃદયાધારને કેમ દુઃખ વેઠવા દે? રૂપી ઉત્તર દેતીઃ 'બેટા! આ તારા કુમળા હાથ હજુ ઘાસ કાપવા જેટલા ખડતલ થયા નથી. હજી ગામમાં ભારા વેચવા જવાની તારે વાર છે. મોટો થઈશ એટલે એ કામ તને સોંપીશ.'

[ ૨ ]

રાત્રિનો ત્રીજો પહોર ચાલે છે. સર્વત્ર સુમસામ છે. બહાર, પાપીઓનાં હૃદય જેવી કાળી રાત જામી છે. ઝૂંપડીના એક ખૂણામાં શિર ઢાળી રૂપી બેઠી છે. પાસે દીવી ઉપર અજ્ઞાની આંખ જેવો દીવો જલે છે. માતાના પગ આગળ સૂતેલો જીયાવન મરણની ઘડીઓ ગણી રહ્યો છે. રૂપીનું સર્વસ્વ હરાઈ જવાની દુર્ભાગી પળ પાસે આવતી જાય છે.

એકાએક રૂપીની આંખ મળી. કલ્પનાના ભારથી દબાયલા તેના મગજમાં એક સ્વપ્ન સ્ફુરી આવ્યું. સ્વપ્નમાં તેણે જોયું કે તેનો મૃત પતિ બાળકના બદન પર હેતભર્યો હાથ ફેરવી રહ્યો છે. રૂપી સામું જોઇ ભવિષ્યવાણી ભાખતો હોય તેમ તે બોલ્યો રૂપી, દુઃખી થા મા. તારો બાળક જલ્દી સારો થઈ જશે. કાલે તું ઠાકુરજીની પૂજા કરજે. તે તને જરૂર સહાય કરશે.'

આટલું બોલી તે અંતર્ધાન થયો. સ્વપ્ન બંધ થતાંની સાથે રૂપીની આંખ ખુલી ગઈ. તેને સ્વપ્નની વાત સાચી લાગી અને તે પ્રમાણે ઠાકુરજીની પૂજા કરવા નિશ્ચય કર્યો.

જીયાવનની આંખ ઊઘડી. તેણે પાણી માગ્યું. પાણી પી તે બોલ્યોઃ 'મા! રાત છે કે દિવસ?'

'બેટા, હજી તો રાત છે; દિવસ ઊગવાને થોડી વાર છે. તને કેમ છે?'

'ઠીક છે મા ! હવે મને સારું થઈ જશે.'

'હા, બેટા ! તને હવે જલ્દી આરામ થઈ જશે હોં. કંઈ ખાવાની ઇચ્છા છે ?'

'હા, મા ! જરા સુખડી આપ !'

'બેટા, સુખડી તો નડે. કહે તો ખીચડી દઉં.'

'મા, ખીચડી તો નથી ભાવતી; મને તો સુખડી સારી લાગે છે.'

કટાણું મ્હોં કરી માએ ડબો ઊઘાડી થોડી સુખડી આપી. ડબાનું ઢાંકણુ દેવા જાય છે એટલામાં બહારથી કોઈનો અવાજ આવ્યો. તરત તે બારણું ખોલવા દોડી, આણી તરફ જીયાવન બધી સુખડી ચટ કરી ગયો.

[ ૩ ]

બીજે દિવસ ઉગ્યો. જીયાવનને હવે ઠીક લાગવા માંડયું. તેણે થોડી ખીચડી ખાધી અને પાણી પી બારણા સુધી ગયો. બહાર છોકરાઓ ખેલતા હતા. તેનું મન રમવા તરફ દોડયું. બપોર થયો; જીયાવનનું શરીર ભરાવા માંડયું, તેને તાવ ચઢવા માંડ્યો. માતા ગભરાઈ ગઈ. તેને લાગ્યું કે ઠાકુરજીની પૂજા ન કરવાથી આ બધું થયું છે. તેણે સાંજે પૂજા કરવા જવાનો નિશ્ચય કર્યો. પૂજા માટે ફૂલ તો જમીનદારના બાગમાંથી મળી શકશે, તુલસી તો આંગણે છે, પણ નવેદ્યની પેરવી કયાંથી કરવી ? આ પ્રશ્ન તેને મુઝવવા માંડયો.

તે બજારમાં માગવા ગઈ, પણ ગરીબ–અંત્યજ નારીને કોણ આપે ? નિરાશ થઈ તે ઘેર આવી. કોઈ પણ રીતે પૂજા તો કરવી જ રહી. તેના હાથનાં ચાંદીનાં કલ્લાં પર તેની નજર ગઈ. તે કલ્લાં લઈ વાણીયાની દૂકાને ઉપડી અને ગીરે મૂકી થોડા પૈસા લીધા. બજારમાંથી જોઈતો સરસામાન લઈ તે ઘેર આવી.

પૂજાનો સામાન તૈયાર કર્યો. સંધ્યા પડી. એક હાથમાં પૂજાની થાળી અને બીજામાં બાલકને લઈ તે મંદિર તરફ ચાલી.

મંદિરમાં આરતી સમયનો ઘંટારવ ગૂંજતો હતો. થોડાક ભક્તજન સ્તુતિ ગાતા હતા. રૂપી મંદિરના બારણા સામે ગઈ અને એક ઠેકાણે નિશ્ચલતાથી ઊભી રહી.

આરતી સમાપ્ત થતાં પૂજારીની દૃષ્ટિ રૂપી પર પડી. એક અંત્યજ સ્ત્રી ઠાકુરજીના દ્વાર પાસે ઊભી રહે એ તેને અસહ્ય લાગ્યું. ક્રોધાંધ થઈ તેણે પડકાર કર્યો: 'કેમ અલી! અહીં કેમ ઊભી છે?'

'મહારાજ! ઠાકુરજીની પૂજા કરવા આવી છું.' રૂપીએ જવાબ દીધો.

પૂજારી આખો દિવસ જમીનદારને ત્યાં નોકરી કરતો, સાંજના ઠાકુરજીની પૂજા કરતો. રાતે તે મન્દિરમાં જ સૂઈ રહેતો, અને ખાવાનું પણ ત્યાં જ બનાવતો. તે દયાની મૂર્તિ સમાન હતો; તેની નિષ્ઠાની તો હદ ન્હોતી. કડકડતી ઠંડી હોય પણ સ્નાન કર્યા સિવાય પાણી ન પીતો. ટૂંકામાં તે ઠાકુરજીનો અંધભક્ત હતો.

રૂપીના સ્પષ્ટ ઉત્તરથી તે કકળી ઊઠયો: 'શું ઠાકુરજીને અભડાવવા આવી છું? ચાલી જા, રાંડ!'

એક ભક્તજન ટોળામાં બરાડી ઊઠયા: 'ઠાકુરજીને પવિત્ર કરવા આવી છે!'

રૂપી બોલી: 'માબાપ! ઠાકુરજીના ચરણ પૂજવા આવી છું. પૂજાની સામગ્રી પણ લાવી છું, સરકાર!'

પૂજારી: 'અરે, નાદાન! મ્હોં સંભાળીને બોલ. તારા શબ્દોથી અપવિત્ર બનેલી હવા ઠાકુરજીને અભડાવે છે.'

રૂપી આ પહેલી જ વાર મંદિરે આવી હતી. પૂજારીના આ વિચિત્ર વર્તનથી તે દંગ થઈ ગઈ. તેણે દીનતાથી કરગરવા માંડયું 'મહારાજ! એ તો સંસારનો માલિક છે, એના દર્શનથી પાપી પણ પવિત્ર બને છે. મારા ચરણસ્પર્શથી એ અભડાશે?'

પૂજારી: 'અરે! તું તો ચમારણ છે ના?'

રૂપી: 'તો શું ભગવાન ચમારોનો નથી? ચમારોનો ભગવાન બીજો કોઈ છે? અરે રામ! આ શો ગજબ! માબાપ, મુજ ગરીબના હૃદય–ઘા પર ક્યાં નમક છાંટો છો?'

આ વખતે એક ભક્તજને તેમની પૂજા આટોપી લીધી હતી. અસ્પૃશ્ય નારીને આમ સ્હામા સવાલ કરતી જોઈ તેઓ ગર્જી ઊઠયા: 'અરે ગોપાળજી, મારો એ ચૂડેલને; એની તાકાત શી કે આપણી સામે બોલી શકે? તેની થાળી–બાળી ફેંકી દો. ફરીથી આવતાં ખો ભૂલી જાય! સાળી ચંડાળ!'

લોહી થીજી જાય એવી ઠંડી પડતી હતી; રૂપી ઊભી ઊભી કાંપતી હતી. બાલક પણ થર થર ધ્રૂજતો હતો. ઈશ્વરના એ ઈજારદારોનાં કાતીલ વેણ તેના મનમાં ગમખ્વાર વેદના કરતાં હતાં. તેના મનમાં થયું કે લાવ ઠાકુરજીનાં ચરણોમાં જઈ નમી પડું; પણ પેલા સ્વર્ગના દૂતોનો માર યાદ આવતાં આંસુ છૂટયાં. કંઈક વિચાર સૂઝતાં તે એક વૃક્ષના ઓથે, પેલા ભક્તજનોના પ્રયાણની રાહ જોતી લપાઈ બેઠી.

[ ૪ ]

આરતી થયા બાદ મંદિરમાં ભજનની ધૂન મચી. પૂજારીએ ચૂલો સળગાવી પેટને ભાડું આપવાની તૈયારી કરવા માંડી. દશ વાગે કથા વંચાવી શરુ થઇ. નિર્ભાગી રૂપી એકતાન થઇ કથામૃત પી રહી હતી.

રાતના બાર વાગતાં પ્રભુના ફીરસ્તા–ભક્તજનો–ઘર તરફ વળ્યા. પૂજારી વાળુ કરવા બેઠો. ધીમેથી રૂપી વૃક્ષ નીચેથી નીકળી મંદિરના દ્વાર આગળ આવી અને ભગવાનની મૂર્તિ સ્હામું જોઈ પ્રાર્થના કરવા લાગી. પૂજારીએ ઊંચી દૃષ્ટિ કરી તો રૂપીને પ્રાર્થના કરતી જોઈ. તેના અંગે અંગમાં ક્રોધની જ્વાળા સળગી ઊઠી. એક વખત હડધૂત કરી કાઢી મૂકેલી છતાં ફરીથી આવેલી જોઈ મહારાજ તિરસ્કારથી કંપી ઊઠયા. તેણે ચીઢાઈ જઈ કહ્યું: 'અરે બદમાશ, તું અહીં ક્યાં પાછી આવી?'

થાળી નીચે મૂકી રૂપી બે હાથ જોડી કરગરી: 'દિનદયાળુ! હું અભાગી છું. મારા પર દયા કરો. આ બાળક મારા જીવનનો તારો છે. ત્રણ દિવસથી તે પીડાય છે. મહારાજ! મારી કામના પૂર્ણ કરવા દો. ભગવાન તમને સુખી કરશે.'

કહેતાં કહેતાં રૂપીની આંખોમાં શ્રાવણ–ભાદરવો વર્ષવા લાગ્યો. આંસુની આ ધારાએ પૂજારીનું અંતઃકરણ પીગાળ્યું પણ તેના મનમાં વિચાર આવ્યો: 'એક ચમાર, ઠાકુરજીની પવિત્ર મૂર્તિને કેમ અડી શકે? એમ થાય તો પૃથ્વિ રસાતાળ જાય અને તેનું સર્વ પાપ મારા પર જ ચોંટે.' તેણે કહ્યું, 'દુર્ભાગી સ્ત્રી! ચરણ–સ્પર્શનો અધિકાર મેળવવાને તો તારે બીજો જન્મ લેવો પડશે, તારી મને બહુ દયા આવે છે; ઘેર જઈ ભગવાનનું નામ લે, તારું બાળક સારું થઈ જશે. લે, આ તુલસીપત્ર આપું છું, તે તેને ખવડાવજે અને આ ચરણામૃત આંખે અડાડજે. ભગવાન તારી મનોકામના પૂર્ણ કરશે.'

રૂપી બોલી, 'ઠાકુરજીના ચરણ–સ્પર્શ નહિ કરવા દો? મહારાજ! આ પાપીણી પર દયા કરો. ગઈ કાલે રાતે મને સ્વપ્ન આવ્યું હતું, તેમાં મને મારા પતિની આજ્ઞા થઈ કે ઠાકુરજીની પૂજા કરવાથી તારું સઘળું દુઃખ ટળી જશે, તેથી હું અહીં દોડી આવી છું. મારી પાસે એક રૂપીઓ છે; તે લઈ મને પ્રભુના ચરણમાં એક જ વાર નમવા દો. દયા કરો!'

ક્ષણભર વિચાર કરી પૂજારી બોલ્યો, 'અરે પાગલ! ઠાકુરજીના ચરણમાં પડીને તું શું લ્હાવો લૂંટી લઈશ? 'મન ચંગા તો કથરોટમાં ગંગા.' મન શુદ્ધ હશે તો ઘણું છે. મારી પાસે એક જંતર છે. તેનું મૂલ્ય તો બહુ છે પણ ગરીબ જાણીને તને એક રૂપીઆમાં આપીશ. તે લઈ બચ્ચાના ગળામાં બાંધી દેજે. કાલે તે રમવા લાગશે.'

રૂપી: 'તો ઠાકુરજીની પૂજા નહિ કરવા દો?'

પૂજારી: 'તારા માટે તો આટલી પૂજા બસ છે. આટલી છૂટ પણ કોણ આપે? મારા આ કૃત્યથી ગામ પર કંઈ આફત આવી તો

બધો ભાર મારે માથે જ છે. ભગવાન રીઝશે તો રાતમાંજ તારૂં દુઃખ દૂર થશે.'

રૂપીઃ 'તો આ જંતરને કેવી રીતે બાંધુ, મહારાજ?'

પૂજારીઃ 'લે, હું કપડામાં બાંધી આપું છું, બસ ગળામાં પહેરાવી દેજે. જય કરો!'

રૂપીએ કડાં ગીરે મૂકી આણેલા બે રૂપીઆમાંથી એક તો પૂજાનો સામાન લાવવા માટે વટાવ્યો હતો. બીજો તેણે પૂજારીને આપી દીધો.

[ ૫ ]

રૂપીએ ઘેર જઈ બાળકના ગળામાં જંતર પરોવી દીધું. જેમ રાત વધતી ગઈ તેમ જીયાવનને તાવ ચઢવા માંડયો. તેના શરીરમાં શીત વ્યાપી ગયું. બાળકની આ દુર્દશા દેખી રૂપી ગભરાઈ ગઈ. તેણે શોચવા માંડયું, 'અરેરે! હું કેટલી મૂર્ખ! ઠાકુરજીના ચરણની પૂજા કર્યા સિવાય પાછી ફરી. મારા બેટાની આ સ્થિતિ એ ભૂલને જ આભારી છે. પ્રભુના પગમાં નમી હોત તો તે લોકો શું કરત? મને ગાળો ભાંડત, મારત, બીજું શું કરત? પણ મારો અર્થ તો સરત ને?' પાગલની જેમ તેણે બોલવા માંડયું. થોડી વાર શાંત રહ્યા પછી ફરીથી બબડી ઊઠી, 'હા, એક ઉપાય છે. અત્યારે જ જીયાવનને લઈ મંદિરમાં જઉં અને મારી કામના પૂર્ણ કરું. અત્યારે કોણ અટકાવશે? ઠાકુરજીના પગમાં બાળકને ધરી દઈશ! તે સાજું કરશે જ. ગરીબની હાય પ્રભુ નહિ સાંભળે? હા, હા, નક્કી સાંભળશે.'

રાતના ત્રણ વાગ્યા હતા. સર્વત્ર અંધારું હતું. કઠણ હૈયું કરી રૂપી બહાર નીકળી. એક હાથમાં બાળક અને બીજામાં પૂજાની થાળી પકડી છે. ધીમે ધીમે તે ચાલે છે. રસ્તામાં સ્મશાન આવતાં તેનું હૃદય કંપી ઊઠયું. જંગલી પશુઓના હાકોટા તેના અંતરને ચીરી નાખતા હતા. લાખ રૂપીઆ આપતાં પણ આ ભયાનક સ્થળમાંથી કોઈ પસાર ન થાય, પણ રૂપી તેના જીયાવનના પ્રેમને આધારે આ વિકટ પંથ કાપી રહી હતી.

મંદિર પાસે આવી તેણે થાળી નીચે મૂકી. દરવાજા પર હાથ ફેરવ્યો તો તાળું મારેલું જણાયું. મંદિરની પાસેની ઓરડીમાં પૂજારી સૂઈ રહ્યો હતો. રૂપીએ એક ઈંટ ઊપાડી તાળું તોડવા માંડયું. કોણ જાણે તેના હાથમાં આટલી બધી શક્તિ ક્યાંથી આવી ? જોરથી ઘા કરતાં તાળું અને ઈંટ કકડા થઇ નીચે પડયાં. રૂપી બારણું ખોલી અંદર પેસવાની તૈયારી કરતી હતી, એટલામાં તાળું તૂટવાના અવાજથી પૂજારી જાગી ઊઠયો અને 'ચોર ચોર' કરતો બહાર દોડી આવ્યો. આસપાસનાં માણસો પણ અંધારામાં જે કંઈ આવ્યું તે લઈ દોડી આવ્યાં અને પૂછવા લાગ્યાં: 'ક્યાં છે, ચોર! ક્યાં ગયો ?'

પૂજારી : 'મંદિરનું બારણું ખુલ્લું પડયું છે. હું તો ખટખટના અવાજથી જાગી ઊઠયો.'

આ ધમાલ સાંભળી રૂપી બહાર ચોકમાં આવી અને બોલી: 'ચોર નથી હું છું. ઠાકુરજીની પૂજા કરવા આવી છું. હજી અન્દર પણ નથી ગઈ, આ શી ધમાલ ?'

પૂજારી ભભડી ઊઠયો: 'અરે ? અનર્થ થઈ ગયો. રૂપી અંદર જઈ ઠાકુરજીને ભ્રષ્ટ કરી આવી.'

પછી શું બન્યું ? એક સાહસિક ભક્તે રૂપીને પકડી, મારવા માંડી. એકનું પરાક્રમ દેખી બીજા પણ તેના પર તૂટી પડ્યા. એક હાથમાં જીયાવનને પકડી બીજા હાથે તેણે પોતાનું રક્ષણ કરવા માંડયું પણ વાઘના ટોળા સ્હામે એક માસુલી ઘેટું ક્યાં સુધી ઝઝૂમે ? ગમે તેટલી શક્તિવાન છતાં પણ આખરે તે અબળા હતી. એક મજબૂત કાયાના માણસનો તમાચો પડતાં બાળક નીચે પડી ગયું અને તેની સાથે રૂપી પણ જમીન પર તૂટી પડી. વાંકી વળી રૂપીએ જોયું તો બાળકના શરીરમાં શીત વ્યાપી ગયું હતું. તેના શરીરમાંથી પ્રાણ–પંખેરું ઊડી ગયું હતું. જેના માટે આટ–આટલું જોખમ ખેડયું, તેને પ્રાણવિહિન બનેલું જોઈ રૂપી ક્રોધાંધ બની ગઈ. તેના નિર્દોષ ચહેરા પર ગુસ્સાની લાલીમા તરી આવી. ધિક્કારના આવેશમાં આવી તે

ઊભી થઈ તાડૂકી : ' નાપાક નામર્દો ! મારા જીવનાધારને તોડી કાં ચૂપ ઊભા રહ્યા ? આવો, મને પણ પુરી કરી નાખો. ધર્મના ઈજારદાર ઓ, નરાધમો ! મેં શું એવું અઘોર પાપ કર્યું કે મારા બાળકની તમે હત્યા કરી ? શું, મારા જેવી શુદ્ધ હૃદયની નીચ ગણાતી નારીથી તમારો પ્રભુ અભડાઈ જતો હતો ? આ તમારો કેવો અન્યાય ? પારસ લોઢાને સોનું કરી શકે પણ લોઢાને અડકતાં પારસ લોઢું થયું સાંભળ્યું છે ? ઓ દોજખના કૂતરાઓ ? મારા જેવી અસ્પૃશ્ય મનાતી સ્ત્રીથી તમારા દેવ અભડાયા હોય તો એ દેવ નથી પણ પત્થર સમજજો. આવો ! મને પણ મારા વહાલા બાળકની પાછળ મોકલી દો. કાં બીઓ છો ? હું કંઈ ન્યાયની દેવડીએ જવાની નથી; મારો ન્યાય તો પ્રભુ કરશે. '

રૂપીની આ વાગ્ધારા સાંભળી બધા ચૂપચાપ ઊભા રહ્યા—જાણે પત્થરની મૂર્તિઓ.

આ દરમ્યાન લગભગ આખું ગામ એકઠું થઈ ગયું. રૂપીએ એક વાર ફરીથી બાલકના મ્હોં તરફ નજર નાખી અને ' હાય, મારો પ્યારો બેટા !' કહેતાં જમીન પર પટકાઈ પડી. એક પળવારમાં તેનો આત્મા આ ફાની દુનિયા છોડી અમર ધામમાં પહોંચી ગયો.

માતા ! તને ધન્ય છે ! તારા જેવી નિષ્ઠા, તારા જેવી શ્રદ્ધા, તારા જેવો વિશ્વાસ દેવતાઓને પણ દુર્લભ છે.

## વિધાતા

'એક પૈસેવાલા! બદામી લચ્છે. એક પૈસેવાલા!' સુન્દર સરોદો કાઢતો એક ભીમકાય ભૈયો તેની ન્હાની ઘંટડી બજાવતો હતો. તેનો અવાજ કાને પડતા ત્રિવેણી બોલી ઊઠી:—

'મા, પૈસો આપ; લચ્છો લઉં.'

'આજ પૈસો નથી, બેટી!'

'એક જ પૈસો મા, હાથ જોડું છું.'

'નથી ત્રિવેણી, કાલ લેજે.'

ત્રિવેણીના મ્હોં પર સંતોષની ઝલક તરવરી. તેણે ખડકીમાંથી બૂમ મારી: 'એ લચ્છાવાળા, આજ પૈસો નથી, કાલ આવજે.'

'ચૂપ રહે, કહેવાની શી જરૂર?' તેની માએ ધૂંધવાતાં કહ્યું.

ત્રણ વર્ષની ત્રિવેણીની સમજમાં ન આવ્યું. પણ તેની મા પોતાના જીવનના અભાવનો પડદો દુનિયા આગળ ખોલતાં અચકાતી હતી. કારણ, આવો સૂકો વિષય ફક્ત લોકોના હાસ્યને પાત્રજ બનેછે.

અને ખરેખર—એ લચ્છાવાળો, કંઈક નિરાશ બની, તેની ઘંટી વગાડતો ચાલ્યો.

× × ×

સંધ્યા પડી હતી.

લજ્જાવતી રસોડામાં ભોજન બનાવતી હતી. તેના પતિને ઑફિસમાંથી આવવાનો સમય હતો. આજ ઘરમાં કાંઈ તરકારી

ન્હોતી, પૈસા પણ ન્હોતા. વિજયકૃષ્ણને લૂકખું ભોજન જ મળશે. લજ્જા રોટી પકાવતી હતી, અને ત્રિવેણી તેના બાપુની પ્રતિક્ષા કરી રહી હતી.

'મા, બહુ ભૂખ લાગી છે.' કાતર વાણીમાં ત્રિવેણીએ કહ્યું.

'બાપુને આવવા દે; તેમની સાથે જમવા બેસજે. હવે તે આવતા જ હશે.' લજ્જાએ સમજાવતાં કહ્યું. કારણ, એક જ થાળીમાં ત્રિવેણી અને વિજયકૃષ્ણ સાથે બેસી નિત્ય જમતાં અને તેમના જમ્યા પછી એ થાળીમાં લજ્જાવતી તેના ટુકડા પર જીવવાવાળા પેટની જ્વાલા શાન્ત કરતી. એજ એનો સોહાગ હતો ?

લજ્જાવતીએ દીવો ચાંપ્યો. ત્રિવેણીએ આંખો બંધ કરી, દિપકને નમસ્કાર કર્યા. કેમકે તેની માતાએ પ્રતિદિન તેને તેમ કરતાં શીખવાડયું હતું.

દ્વાર પર ટકોરા પડયા. વિજય દિવસભરનો થાકેલો હતો. ત્રિવેણીએ હર્ષાવેશમાં પોકાર્યું—'મા, બાપુ આવ્યા !'

વિજય ઓરડાના ખૂણામાં ખીંટી ઉપર પહેરણ અને ટોપી ટીંગાવતો હતો.

લજ્જાએ પૂછ્યું—'મહિનાનો પગાર આજે મળ્યો ?'

'નથી મળ્યો, કાલે મળશે. સાહેબે 'બીલ' પાસ કરી દીધું છે.' હતાશ સ્વરે વિજયકૃષ્ણે કહ્યું.

લજ્જાવતી ચિન્તિત ભાવે થાળી પીરસવા લાગી. ભોજન કરતી વેળા, સૂકી રોટી અને દાળની કટોરી તરફ દેખી વિજય ન જાણે શું વિચારતો હતો. વિચારવા દો, કેમકે ચિન્તા જ દરિદ્રોનું જીવન, અને આશા તેમનો પ્રાણ છે.

દિવાકર પશ્ચિમમાં ડૂબી ગયો હતો.

રાત્રીનો સમય હતો. ત્રિવેણી સૂઈ ગઇ હતી, લજ્જા બેઠી હતી.

'જોઉં છું કે આ નોકરીનું પણ કંઇ ઠેકાણું નથી.' ગંભીર આકૃતિ બનાવી વિજયકૃષ્ણે કહ્યું. તેની વાણીમાં અંતરને હલાવે એવું દર્દ હતું.

'કાં, શું કોઈ નવી બાબત છે?' લજ્જાવતીએ તેની ઝૂકતી આંખો ઉપર ઊઠાવી, એક વાર વિજયકૃષ્ણ તરફ જોતાં પૂછ્યું.

'મોટા સાહેબ; મારા ઉપર અપ્રસન્ન રહે છે. મારા પ્રતિ એમની આંખો સદા ચઢેલી રહે છે.'

'શા માટે?'

'બનવા જોગ છે કે મારી નિરસતા જ એનું કારણ હોય.'

લજ્જા ચૂપ રહી.

'માસિક પન્દર રૂપિયા પર દિવસભર પરિશ્રમ કરવો પડે છે. એ છતાં પણ...'

'ઓહ, બહુ કપરો સમય આવ્યો છે.' લજ્જાવતીએ દુઃખની એક લાંબી સાંસ ફેંકતાં કહ્યું.

'મકાનવાળાનું બે માસનું ભાડું બાકી છે. આ વખત એ નહિ માને.'

'આ વખત ન મળતાં એ ભારે આફત મચાવશે.' લજ્જાવતીએ ભય પામતાં કહ્યું.

'શું કરું? જાન દેતાં પણ આ જીવનથી છૂટકારો મળતો હોય...'

'એવું વિચારવું વ્યર્થ છે. ગભરાવાથી શું લાભ? કદી દિવસો પલટાશે.'

'કાલ રવીવાર છે, છૂટીનો દિવસ છે, એક ઠેકાણે દુકાન પર ચિઠ્ઠી–પત્રો લખવાનું કામ છે. પાંચ રૂપિયા મહિને આપવાનું કહેતો હતો. કલાક–બે કલાક એનું કામ કરવું પડશે. હું આઠ માગું છું. વિચાર થાય છે કે કાલ તેને મળી માગણીનો સ્વીકાર કરુ. ઓફીસથી આવી ત્યાં જવું શરૂ કરું.' કહેતાં વિજયકૃષ્ણના હૃદયમાં ઉત્સાહની એક હલકી રેખા દોડી.

'જેવો તમારો વિચાર.' કહી લજ્જા વિચાર વમળમાં પડી. એ જાણતી હતી કે વિજયકૃષ્ણનું સ્વાસ્થ્ય પરિશ્રમના બોજાથી દિન–પ્રતિદિન કચરાતું જતું હતું.

પણ રોટીનો પ્રશ્ન હતો !

દિવસ, સપ્તાહ અને મહિના વીતવા લાગ્યા.

વિજય પ્રતિદિન ઑફિસમાં જતો, તે ભાગ્યે જ કોઈની સાથે બોલતો. તેની આ નીરસતાને લીધે લગભગ ઑફીસના બધા માણસો તેનો ઉપહાસ કરતા.

તેનો પીળો ચહેરો અને ખાડામાં ધસી પડેલી આંખો લોકોને હસવાનું કારણ આપતાં, પણ તે એવી વાતોને કાન ન આપતો; કદી સામો જવાબ ન આપતો. એથી પણ બધા તેના પર અસંતુષ્ટ રહેતા.

વિજયના જીવનમાં આજ એક સ્મરણીય ઘટના બની, તેને કંઈ સમજ ન પડી. માર્ગમાં તેના પગ આગળ ન વધ્યા. તેની આંખોના દીવડા સામે ચિનગારીઓ તરવરવા લાગી. 'મારાથી શો અપરાધ થયો?' કેટલીય વાર તેના મનમાં પ્રશ્ન ઊઠયો.

ઘેરથી ઑફીસે જતી વેળા બિલાડી આડે ઊતરી હતી. આગળ ચાલતાં ખાલી ઘડો નજરે પડેલો. એ બધાં અપશુકનોએ મળી આજ તેના ભાગ્યનો ફેંસલો કરી દીધો.

'સાહેબ ભારે અત્યાચારી છે. શું ગરીબોનાં પેટ કાપવા માટે જ મુડીવાદીઓનો આવિષ્કાર થયો છે? નાશ થાઓ તેમનો...એક દિવસ એવો આવશે જ્યારે એ પૂંજીપતિઓને ગરીબો આગળ શિર ઝૂકાવવું પડશે. ભૂખ્યો માણસ બીજાની આગળ હાથ નહિ ધરી શકે.' વિચારતાં વિજયનું માથું ભમવા લાગ્યું. તે રસ્તામાં પડતાં પડતાં બચી ગયો.

ઓચીંતી તેણે આંખ ઊંચી કરી જોયું કે તે તેના ઘર પાસે આવી પહોંચ્યો છે. ભારે મૂંઝવણ સાથે તેણે ઘરમાં પ્રવેશ કર્યો. કમરામાં આવી ધબ કરી બેઠો.

લજ્જાવતીએ ગભરાઈ જઈ પૂછ્યું–'તબિયત કેવી છે ?'

'જે કહ્યું હતું તે થયું.'

'શું થયું ?'

'નોકરી છૂટી ગઈ. સાહેબે જવાબ આપી દીધો.' કહેતાં કહેતાં તેની આંખો આંસુથી છલકાઈ ઊઠી.

વિજયની દશા પર લજ્જાને દયા છૂટી. તેની આંખોમાં આંસુ આવ્યાં. એ બન્નેને રોતાં દેખી ત્રિવેણી પણ રોઈ પડી.

સન્ધ્યાની મલીન છાયામાં ત્રણે રોતાં હતાં. એ પછી શાન્ત બની વિજયે તેની આંખો લૂછી; લજ્જાવતી તથા ત્રિવેણીએ પણ રોઈ–રોઈ હૃદય હલકું કર્યું.

કેમકે સંસારમાં એક અને ભારે શક્તિ છે, જે બધી શાસન કરવાવાળી ચીજોથી પર છે. જેના ભરોસે બેઠેલો મનુષ્ય, આંખ ફાડી પોતાના ભાગ્યની રેખાને જોયા કરે છે.

## માતાને ખાતર

થોડા સમય પરની આ વાત છે. હિન્દની મુક્તિને ખાતર મંડાયલા સત્યાગ્રહનાં આંદોલન સારાયે દેશમાં ફેલાઈ ચૂક્યાં હતાં. એ મહા યુદ્ધમાં કેટલાયે બુઢ્ઢા જવાંમર્દો ચિંતામાંથી ઊઠી ઊઠી આવ્યા અને અમર બની ગયા; કેટલીયે અમીરજાદીઓ પર્દો ખસેડી બહાર આવી, લ્હડી અને નામ કમાઈ ગઈ; કેટલાયે નવયુવકો તેમની પુસ્તક પોથીઓને કુવામાં પધરાવી માતાની વ્હારે ધાયા અને પરલોકને દીપાવવા ચાલ્યા ગયા. એ બધાં બલિદાનો—મહામૂલાં બલિદાનોએ લડતને દીપાવી. કૈં કૈં આશાભર્યા જુવાનો ભવિષ્યની ચમકતી મહેચ્છાઓને લાત મારી 'શહીદ' બન્યા. એ શહીદોનાં શોણીત—લોકો કહે છે કે એકાર નથી જતાં; કેમકે પત્થર પર પીસાતાં મેંદી રંગ લાવે છે.

શહીદોની એ નામાવલીમાં અરુણમોહન દિવાનજીનું નામ આજ અમારા અંતરમાં આંસુ લાવે છે. તેના મૃત્યુપર પત્રના સંપાદકોએ અગ્રલેખો લખ્યા પણ સેન્સરને લીધે પ્રકાશમાં ન આવ્યા; ગામવાસીઓએ 'બસ્ટ' ઊભું કરવા સંકલ્પ કર્યો, પણ સરકાર હજી રજા આપવાના વિષય પર વિચાર ચલાવે છે!

અરુણ દિવાનજી એક ખાનદાન વંશનો નબીરો હતો, જે તેની રાજ્યભક્તિને માટે સારા હિન્દુસ્તાનમાં મશહુર હતો. એના પિતા રાવબહાદુર દિવાનજીને એ વાતનો ઘમંડ હતો કે સરકારના માનની

રક્ષાને ખાતર પોતાના દિકરાને પણ કુરબાન કરી શકતો હતો, અને થયું પણ તેમ જ. બેટાએ તેની સાધના પૂરી કરી; બાપે પોતાની મુરાદ બર આણી! એકના નામ પર આજે સહુ જાન દેવાને તૈયાર છેઃ બીજાના નામ પર આજે લોકો થૂંકે છે.

પહેલી જાન્યુઆરીએ (૧૯૩૦) કૅાંગ્રેસે સ્વતંત્રતાનો ઠરાવ કર્યો. વર્તમાનપત્રોમાં એના પર મોટી મોટી સમાલોચનાઓ નીકળી. બે દિવસ બાદ દિવાનજી સાહેબે દિકરાને પૂને તાર કર્યો; 'કૅાલેજ છોડી જલ્દી મુંબઇ આવ.' અરુણ એ કૅાલેજનો વિદ્યાર્થી હતો, કે જેને ગોખલે અને તીલક પવિત્ર કરી ગયા હતા. બીજું, દસ વર્ષ પહેલાંના પુરાણા દિન એ ભૂલ્યો ન્હોતો. જ્યારે તેની માતા તેને લોકો કેવા પ્રકારે અત્યાચારની વિરુદ્ધ લડે છે તે સ્હમજાવતી, મોટી મોટી હોળીઓ થતી, મોટી મોટી સભાઓ ભરાતી; નેતાઓ આવતા અને લોકો એમની ગાડીઓ ખેંચતા, ત્યારે અરુણ વિચારતોઃ 'કદી મારું પણ આવું સન્માન થાય!'

તારનો જવાબ તારથી આવ્યોઃ 'કૅાલેજ છોડી દીધી છે; બેઅદબીને માટે માફી ચાહું છું.' રાવસાહેબ સણસણી રહ્યાઃ 'કદાચ અરુણ કૅાંગ્રેસીયા ભેગો તો નહિ મળી ગયો હોય! ભગવાન! શું થશે?' વીસ વર્ષ પહેલાંના એ દિવસો યાદ આવ્યા. જ્યારે એ નાસિકમાં જજ હતા અને રાજદ્રોહીઓને કાળાપાણીની સજાઓ ફરમાવતા. એક નવજવાનની સુરત તેમની નજર આગળ ખડી થઈ, જેને તેમણે ફાંસીની સજા ફરમાવી હતી. એ પણ કેવા દિવસ હતા, જ્યારે તેઓ લોકોના ડરના માર્યા રાતના બહાર પણ નીકળતા નહિ!

પણ એ જમાનો ય જતો રહ્યો અને લોકોના દિલમાં એના માટે ઇજ્જત અને ધાક બેસી ગયાં. એમણે એવાં એવાં ત્રણ આંદોલનો દેખ્યાં હતાં અને ત્રણે નિષ્ફળ નિવડયાં હતાં. એ સમજતા હતા કે આ ચોથું હુલ્લડ પણ અસફળ નિવડશે. છોકરાએ તો તેમના કુળને કલંક લગાડયું.

અંદર જઈ પત્ની પર ક્રોધ ઠાલવ્યો. એ ચૂપ રહી. એનો એક જ શબ્દ અરુણને ઠેકાણે લાવવા બસ હતો. માતાનું વચન તેણે કદી ઉથાપ્યું નહોતું. પણ એ ચૂપ રહી–કેમકે એને પૂરી ખાતરી હતી કે પોતાનો પુત્ર બૂરા કામમાં કદી શામીલ નહિ થાય.

એક અઠવાડિયા પછી અરુણના વ્યાખ્યાનનો સાર અખબારોમાં પ્રસિદ્ધ થયો. રાવબહાદુરની આંખોમાં ખૂન તરી આવ્યું–'વાત આટલે સુધી વધી છે? જોઉં છું, હજી પણ કંઈ બને છે કે નહિ!'

સ્મિથ સાહેબને મળ્યા. સાહેબ બહુ નારાજ થયા. રાવસાહેબ બોલ્યા: 'નામદાર! હું તો આપને અરજ કરી ચૂક્યો છું. અરુણની ઉદ્ધતાઈ માટે મને જવાબદાર ન ગણશો, અગર જરૂર હોય તો હું મારા જ હાથથી તેનું ખૂન કરી દઉં.'

સાહેબે કહ્યું: 'એને વારસાના હકથી વંચિત કરવા તૈયાર છો?'

દિવાનજીએ જવાબ દીધો: 'લાવો, હમણાં જ લખી દઉં.'

અરુણને એક ટાઈપ કરેલો પત્ર મોકલ્યો. એમાં એની ભવિષ્યની દશા સ્હમજાવી હતી. અંદર સાફ લખ્યું હતું કે–તે લાખોની મિલ્કત પોતાની મૂર્ખતાને લીધે ગુમાવી રહ્યો છે.

પણ અરુણમોહનને તેની માતાનો એકે પત્ર ન મળ્યો.

આઠ દિવસ બાદ સર્કલ ઇન્સ્પેકટરે તેની ગુપ્ત ડાયરીમાં, લોકોમાં અસંતોષ પ્રકટાવનાર તરીકે અરુણનું નામ ટપકાવી લીધું. સાહેબે આ વાત રાવબહાદુરને કરી અને તેનું નામ વારસા હક્કમાંથી કાઢી નાંખ્યું. એક સંબંધીને તેમણે એક પત્રમાં લખ્યું: 'અરુણે મારી આશાઓ પર પાણી ફેરવી દઈ મારા જીગરને કારી ઘા લગાડયો છે. એના માટે કેવી ઉન્નત આશાઓ હતી–પણ એના નસીબમાં ફાંસી જ લખી છે! કોઇ રાજદ્રોહી મારી રાજભક્તિની કમાઈને ભોગવવાનો અધિકારી નથી બની શકતો.'

આ વાત પર પણ પત્રોમાં ખૂબ ટીકા ઊપડી. સરકારી પત્રોએ રાવબહાદુરને તેમના કર્તવ્યપાલન માટે શાબાશી આપતાં લખ્યું:

'આવા લોકાનેજ ભરોંસે ભારતવર્ષમાં બ્રિટિશ સત્તા ચાલે છે.' દેશી પત્રોએ લખ્યું: 'આ પેન્શનને પ્રેમ નથી, કેમકે રાવબહાદુર જો ચાહે તો દસ સિવિલિયન નોકરો રાખી શકે છે. આ ત્રીસ વર્ષની નોકરીનું પરિણામ છે, જેણે તેમની ભાવનાઓને ગુલામ બનાવી દીધી છે–તેમના આત્માની હત્યા કરી છે.'

સર્કલ ઈન્સ્પેકટરને ફરીથી રીપોર્ટ આવ્યો કે: 'અરુણ સારાયે પ્રાંતના વિદ્યાર્થી–સમુદાયને નેતા બન્યો છે. એ બાલકોમાં ઝેર ફૂંકી રહ્યો છે. એને સખતમાં સખત સજા મળવી જોઈએ!'

એ દિવસોમાં શોલાપુરમાં રમખાણ જાગ્યું. કહેવાય છે કે ઉત્તેજિત જનતાએ કેટલાક પોલીસોનાં ખૂન કર્યાં. બડા સાહેબે દિવાનજી સાહેબને અરુણની સર્વ–પ્રિયતાના હાલ બતાવ્યા. ભુસાવલ બોમ્બ કેસના અપરાધીઓ એના ખાસ મિત્રો હતા. વર્તમાન નોકરશાહીની જડ ઊખેડવા તેણે રાજદ્રોહી ભાષણો કરી લોકાને ઉશ્કેરી મૂકયા હતા. રમખાણના એ દિવસ પહેલાં તે શોલાપુરમાં હતો–એ બધી વાત સાહેબે રાવબહાદુરને કહી. છેવટે કહ્યું: આવો માણસ કોઈ પણ જેલમાં જાય ત્યાં પણ ઉપદ્રવ કર્યા સિવાય ન રહે. એ છૂપો રૂસ્તમ છે; સાવરકર તથા બારીન્દ્રથી પણ ભયંકર છે. કદાચ તમે જજ હોત તો તેને શી સજા કરત?'

દિવાનજીના મ્હોંપર ફીકાશ પથરાતી હતી: ધોઘરે અવાજે તેમણે કહ્યું: 'ન્યાયને કઠોર દંડ.'

અને થયું પણ તેમ જ. સરઘસ નીકળી રહ્યું હતું. પોલીસે રસ્તો રોકી સરઘસને વીખરાઈ જવા હુકમ દીધો. લોકો ન હટયા. ઘોડા દોડાવ્યા. એ વખતે કોઈ બદમાશે પોલીસ પર પત્થર ફેંકયા. પછી શું? તલપી રહેલી પોલીસ–ફોજની બંદૂકોની નાળોમાંથી ગોળીઓ છૂટી. એક ગોળી આબાદ અરુણની લોહી–છલકતી છાતીમાં ચોટી, આરપાર નીકળી ગઈ. તે નીચે તૂટી પડયો અને 'વન્દે માતરમ્'ના ધીમા ધ્વની સાથે સદાને માટે અનંતમાં મળી ગયો. બીજે દિવસે

સીમલાની શિતળ ટેકરીએથી તાર આવ્યોઃ ' શહેનશાહની જન્મગાંઠની ખુશાલીમાં રાવબહાદુર દિવાનજીને દિવાનબહાદુરનો ખીતાબ મળ્યો છે.' પણ કોઈ વધાઈ દેવા ન આવ્યું.

જૂનામાં જૂના સરકારી અમલદારોએ એના કાર્ય અને પુરસ્કાર ઘૃણિત માન્યો. એ દિવસે આખા પ્રાન્તમાં દિવાનજી–દિન ઊજવાયો.

દિવાનબહાદુર કોઈ કોઈ વખત શોચે છે: ' અરુણને પૂના ન મોકલ્યો હોત તો આ ન બનત. '

દિવાન બહાદુર શા માટે જીવે છે, એ પર લોકો આશ્ચર્ય કરે છે. પણ એ એનું જીવન નથી: એ મરેલાની જેમ જીવે છે. જીવનનાં માધૂર્ય, મમતા અને સ્વદેશ પ્રેમનો અર્ધશતાબ્ધીની ગુલામીએ નાશ કરી નાખ્યો છે. પાણી સૂકાઈ ગયું છે. હવે નદીના કાંકરીવાળા રસ્તાને સરિતાની પદવી નથી અપાતી.

## પેલી પાર

[ ૧ ]

ઘાસથી છાયેલું એક ન્હાનકડું ઝૂંપડું હતું. વર્ષાએ અસહૃદયતાથી તેની છતમાં ન્હાનાં–ન્હાનાં બાકોરાં પાડયાં હતાં. દિવાલોમાં ઠેકાણે–ઠેકાણે છિદ્રો પડ્યાં હતાં, જેમાં ચીંથરાના ડૂચા ખોસ્યા હતા. ચોમાસાના દિવસોમાં છતમાંથી પાણીની ધારાઓ ટપકતી અને ફર્શપર નદીઓ વહેતી.

આ ઝૂંપડામાં રહેતી હતી એક ચિર–દુઃખિયા બુઢ્ઢી. એના વ્યથિત-હૃદયની મરુસ્થલીમાં કદીયે સુખની વૃષ્ટિ નહોતી થઈ. એના અંતરના આગારમાં દુઃખનાં ભીષણ વાદળ ઝૂલતાં હતાં. વ્યથાની પ્રલયકારી આંધી તેના મરણને કાંઠે ફરતા હૃદયને ભરી દેતી. પણ વૃદ્ધાને આ દુઃખના ગાઢ અંધકારમાં, દૂર–આનંદની એક ક્ષીણ રેખા દેખાતી. એ, સાચા સુખની ઝાંખી રેખા, એના જીવનનો એક માત્ર તાર હતો.

નિશા નાથની ચાંદની નિસ્તબ્ધતાનો ઘૂંઘટ ખોલી ધીમે ધીમે હસી રહી હતી. વૃદ્ધા તેની કુટિરના એક ખૂણામાં બેઠી હતી : બિલકુલ નિશ્ચલ, નિષ્પંદ સામે તાકામાં મૂકેલો દિપક ટમટમી રહ્યો હતો.

વૃદ્ધાએ જોયું કે, ચાંદની વૃક્ષોની ગાઢી ઝાડીઓ, લતાઓ અને ઝરણાંથી અલંકૃત ટેકરીઓ પર તેનો અધિકાર જમાવી રહી છે. એટલામાં ઝૂંપડી બહારથી કોઈનો તીણો અવાજ આવ્યો : 'મા !' વૃદ્ધાના કાનોમાં જાણે અમૃતનાં બૂંદ ટપકયાં. આ એક શબ્દ સમીરની

સનસનાટીમાં આવ્યો અને ફેલાયો, ગિરિ–કન્દરાઓમાં અથડાયો અને પાછો પટકાયો, કમનીય–કુસુમોનાં કોમળ વૃક્ષ સ્થળો પર નાચ્યો અને વીરમ્યો.

ફાટેલાં વસ્ત્રોમાં સજ્જ થયેલા એક સુન્દર યુવકે ઝૂંપડામાં પ્રવેશ કર્યો. તેના મ્હોંપર કોઈ બેપરવાહ મસ્તાનની બેપરવાઈ ઝળકતી હતી; જગતનાં પાપોને જાણે હમણાં ફૂંકી દેશે એવા અમલથી ભભૂકતી એની આંખો સ્હામા માણુસ પર પ્રતિભાના પડદા પાથરતી હતી. વૃદ્ધાએ તેના હૃદયના ટુકડાને છાતી સરસો ચાંપ્યો.

'ક્યારે જઇશ ? બેટા !' વૃદ્ધાએ સજલ અને સ્થિર નેત્રે પૂછ્યું.

'હમણાં.' યુવકે ઉત્તર દીધો. તેના અવાજમાં મક્કમતા હતી.

વૃદ્ધાએ એક ઊંડી સાંસ ખેંચી એક ન્હાની પોટલી યુવકની સ્હામે મૂકી અને બોલી : 'મારા લાલ, તારી આ અસહાય માતાને કદી ન ભૂલતો, દુષ્ટોની કુસંગતિથી સર્વદા અલગ રહી માતૃભૂમિની સેવામાં લાગી રહેજે. કામના બોજાથી નિરુત્સાહ બની, ભયનો માર્યો, તારા પગથી વિચલિત બની મારું દૂધ ન લજાવતો : હસતાં હસતાં મૃત્યુને આલિંગન કરજે............'

વૃદ્ધાનું ગળું ભરાઈ આવ્યું. યુવકે તેની માની ચરણ રજ માથે ચઢાવી વિદાય માગી.

[૨]

લગભગ એક માઇલ લાંબુ સરઘસ હતું. 'સુરેશચંદ્ર બેનરજીની જય', 'સામ્રાજ્યવાદનો નાશ થાઓ' 'ક્રાન્તિ ઘણું જીવો' આદિની ગગનભેદી રાડો વાતાવરણમાં ઉત્સાહના તણખા વેરતી હતી. બધા સ્વયંસેવકો પગથી માથા સુધી શુદ્ધ, પવિત્ર ખાદીમાં ઢંકાયલા હતા. સરઘસના મોખરે યુવક–નેતા સુરેશચન્દ્ર બેનરજી હાથમાં રાષ્ટ્રિય ઝંડો લઈ ચાલતો હતો. મધ્યમાં ખાદીધારી બાલિકાઓનું એક ન્હાનકડું દળ ગાતું–ગાતું વધી રહ્યું હતું—

" ગાંધી બાબાકે આશ્રમમેં જાયેંગે હમ,
અપને હાથોંસે નમક બનાયેંગે હમ.
. . . . . . . . . . . . . . . . . . . . "

પ્રભાતના પાંચ વાગ્યાથી નીકળેલું સરઘસ ઘૂમતું–ઘૂમતું લગભગ બાર વાગ્યે રાવીના કિનારે આવી પહોંચ્યું. એક ઊંચી જગાએ શ્રી. સુરેશચન્દ્ર બેનરજીએ રાષ્ટ્રીય ઝંડો લગાવ્યો; ઠેકાણે–ઠેકાણે કઢાઈઓમાં નમક તૈયાર થવા માંડ્યું. ન્હાનાં–ન્હાનાં બચ્ચાં પણ લોટીઓમાં પાણી ભરી ભરી લાવવા લાગ્યાં.

કેવું સુંદર અને કેટલું પ્રભાવોત્પાદક દશ્ય હતું? પ્રત્યેક માણસના હૃદયમાં આ દશ્ય જોઈ ઉત્સાહ ઉછળતો હતો.

દૂર ઊભેલી પોલીસ–ફોજ તેની ક્રૂર દષ્ટી આ સત્યાગ્રહી વીરો પર ફેંકી રહી હતી. પ્રજાના જ પૈસે પોષાતા આ નિમકહરામ લાઠી ધારીઓ તેમના અન્નદાતાઓ પર હુમલો કરવા તલપી રહ્યા હતા. એક અંગ્રેજ અફસર, આ પુણ્ય–દશ્ય ન દેખી શકતાં, ગાળોનો વરસાદ વર્ષાવી રહ્યો હતો.

બેનરજીએ પોતે પકાવેલું એક તોલો નમક હથેલી પર લીધું. એ ચૂટકીભર પવિત્ર નમક પર બોલવા લાગ્યો. હજારો આદમીની ઠઠ જામી હતી. બધી આંખો બેનરજીની હથેલી પર સ્થિર હતી. 'પચાસ રૂપિઆ.' કોઈએ જોરથી કહ્યું. બીજા ખૂણામાંથી અવાજ ઊઠયો; 'દોઢસો!' બોલનારાઓની સંખ્યા વધી. કોઇ ત્રીજો જણ બોલી ઊઠયો: 'ત્રણસો રૂપિઆ!' બુઢ્ઢાએ શાન્ત ભાવે કહ્યું–' એક હજાર.' સર્વેની આંખો તેના તરફ વળી એક હજારથી આગળ વધવાની હિમ્મત કોઈએ ન કરી. બુઢ્ઢો અંગ્રેજ આગળ વધ્યો. તેણે મીઠાની પડીકી લઈ માથે અને મ્હોંડે લગાવી ખીસ્સામાં મૂકી. જનતાએ કરતલધ્વનિથી હર્ષની છોળો ઉરાડી. બધાના મ્હોંમાંથી પ્રશંસાનાં વેણ ફૂટતાં હતાં; એ મનુષ્ય નથી: દેવ છે. ધન્ય છે એને!

બધા સ્વયંસેવકોએ મળી ઔદ મણુ મીઠું તૈયાર કર્યું: રાવીના કિનારે સ્વચ્છ નમકનો એક ન્હાનોશો પૂંજ ખડો થઈ ગયો.

આ નમક નિર્ધન કિસાનોને વિના મૂલ્ય અપાવા માંડયું. પોતાના અફસરની આંખના ઇશારે પોલીસ સત્યાગ્રહીઓ પાસેથી નમક પડાવી લેવા આગળ વધી. નમકના ઢગ પર સ્વયંસેવકો લેટી પડ્યા. પોલીસે સાન ખોઈ શયતાનીયત બતાવવી શરુ કરી. પિશાચની જેમ તેમને ઠોકરો મારી અલગ કર્યા અને મીઠાને ધૂળમાં ભેળવી દીધું. પણ તેમનો હેતૂ પાર ન પડયો: એક પણ સત્યાગ્રહીના મ્હોં પર વિશાદની રેખા ન્હોતી દેખાતી.

શ્રી. સુરેશચન્દ્ર બેનરજીના જયઘોષ વચ્ચે જુલૂસ પાછું ફર્યું. બધામાં એ જોશ, એ ઉમંગ ભર્યાં હતાં.

લગભગ બે માઇલ ચાલ્યા બાદ પોલીસના લાલ સાફા દેખાયા. પોલીસે બેનરજીને ગિરફતાર કરવાની ઇચ્છા બતાવી. ભારે પ્રસન્નતાથી હસતાં હસતાં તેણે આત્મ-સમર્પણ કર્યું. સરઘસ, જાણે કાંઇ જ બન્યું ન હોય તેમ આગળ વધ્યું. બેનરજીના સ્થાન પર હવે એક બીજો માણસ ત્રિરંગી વાવટો ફરકાવતો આગળ ચાલતો હતો.

[૩]

બ્રિટિશ-સરકાર ફૂટ-જાતિમાં બડી સિદ્ધહસ્ત છે. જનતાને દેખાડવા માટે શ્રી. બેનરજી સાથે સન્માન ભર્યો વ્યવહાર કરવામાં આવતો, પણ અન્દરખાનેથી તેને બહુ કષ્ટ આપવામાં આવતું. બહારથી તો એમ જ બતાવાતું કે તેને સુન્દર બંગલામાં સ્થાન આપવામાં આવ્યું છે પણ વાસ્તવીક રીતે તો એક ગન્દી કોટડીમાં જ તેને પૂરવામાં આવ્યો હતો. ખાવા-પીવાનું કદી મળતું; કદી નહિ. તેને મળવાની કોઈને પરવાનગી ન્હોતી. હા; કમિશ્નર રોજ વાત કરી જતો. એની મીઠી જબાનમાં એ સમજાવતો-'માફી માગી લે, તને હમણાં જ છૂટો કરી દઉં.'

બેનરજીનું યુવક–હૃદય બહુ દિવસો સુધી અસહ્ય યાતનાઓનો સામનો કરતું રહ્યું. પણ સહન કરવાની યે હદ હોય છે. આ ભયંકર યંત્રણામાંથી છૂટવા તેનું મન લલચાયું.

તેણે પોતાની આંતરિક ઇચ્છાઓ પર પત્થર રાખી કમિશ્નરને કહેવડાવ્યું કે કાલે હું માફી માગવા તૈયાર છું.

× × ×

આજ બેનરજીને લૅાનમાં બેસવાની રજા મળી ગઈ હતી. કમિશ્નર આવવાનો હતો. તે એક ખૂરશી પર બેઠાં–બેઠાં બહુ વખતથી આકાશ તરફ જોઈ રહ્યો હતો. તેણે દેખ્યું કે વાદળોની ‘પેલી પાર’ એની બુઢ્ઢિ મા, તેની કુટિરના દ્વાર પર ઊભી, તેની તરફ સળગતી આંખે જોઈ રહી છે. ખેંચાયલી કમાનની જેમ તેની ભૃકુટી સંકોચાઈ ગઈ છે. એનું સારુ વાત્સલ્ય, સમસ્ત સ્નેહ, ભયંકર ક્રોધમાં ફેરવાઈ ગયાં છે.

બેનરજીની આંખો એ તાપ, એ વિશ્વાનલના ટુકડાની ગરમી ન જીરવી શકી; એનાં નયનો નમી પડયાં. ક્ષોભ અને ગ્લાનીનું માર્યું એનું શરીર પાણી–પાણી થઈ ગયું. ઘેરથી વિદાય લેતાં એની માતાએ આપેલો ઉપદેશ એના કાનમાં ઉત્પાતના ઘંટ વગાડવા લાગ્યો. એનું મોઢું બેવફાઈના તાપથી લાલચોળ બની ગયું. એના ચહેરા પર શરમની લાલી તરી આવી. તેણે પોતાના પથથી વિચલિત ન બનવાનો દઢ સંકલ્પ કર્યો.

બંગલાના ઊઘાડા દરવાજામાંથી ભોં–ભોં કરતી એક મોટર અંદર ધસી આવી. મોટરનો દરવાજો ખોલી કમિશ્નર સાહેબ નીચે ઊતર્યા. બેનરજી સાથે ‘શેકહૅન્ડ’ કરતાં તેઓ બોલ્યા–‘હલો. મિ. બેનરજી! ટુમને બહુત અચ્છા કિયા. હમ ટુમકો કોન્ગ્રેચ્યુલેશન દેતા હૂં.’

બેનરજીએ ઉત્તર આપ્યો–‘ક્ષમા કરો; મારી છૂટવાની મરજી નથી, હું માફી નહિ માગી શકું, સલામ!’

## ઉષ: કાળ

કેટલાક સમય પહેલાંની આ વાત છે. હું રજા ઉપર ઘેર જતો હતો. જબલપુરના સ્ટેશન પર અચાનક રમાશંકર સાથે ભેટો થઈ ગયો. જ્યારે હું જબલપુરની હિતકારિણી હાઇસ્કૂલમાં માસ્તર હતો, ત્યારે તે એ સ્કૂલમાં ભણતો હતો. તેણે તો મને ઓળખી કાઢયો પણ તેને હું ન ઓળખી શકયો. જ્યારે તેણે મારા પગને અડી ઓળખાણ દીધી ત્યારે મેં તેને ઓળખ્યો. મેં કહ્યું: 'ભાઈ, બહુ દિવસે મેં તને જોયો એટલે તરત ઓળખી ન શકયો. તે વખતે તો તું છોકરો હતો: આજ મારાથી પણ ચાર આંગળ ઊંચો વધી ગયો છે. તો પછી હું કેવી રીતે જાણી શકું કે આ સર્જના સૂટની અન્દર મ્હારો રમાશંકર છૂપાયલો છે? ખેર, તારી પ્રવૃત્તિ કહે!

રમાશંકરે કહ્યું: 'પંડિતજી, મારી પ્રવૃત્તિ શું કહું? જ્યારથી મેં કૉલેજ છોડી, ત્યારથી હું ભમતો જ ફરું છું કદી અહીં તો કદી તહીં હવે કેટલાક દિવસથી નાગપુરમાં સ્થીર છું.'

'ભાઈ, ગાડી આવવાને હજુ વાર છે. કંઇ તારી કહાણી તો સંભળાવ! વખત તો જાય.' મે કહ્યું.

રમાશંકર બોલ્યો: 'મારી કહાણી સાંભળશો? પણ હું મારી કઈ કહાણી સંભળાવું? વારુ, એક વાત કહું છું. સાંભળો.'

"નાગપુરની હિસ્લપ કૅાલેજમાં એક યુવક ભણુતો હતો. તેનું નામ હતું રમેશદત્ત. તેને પોતાની સચ્ચરિત્રતાનો ભારે ગર્વ હતો. તેનું કારણુ કદાચિત્ એ હતું કે તેની પાસે બીજી એવી કોઈ ચીજ ન્હોતી કે જેને માટે તે મગરૂર રહી શકે. ધનિકના પુત્રને તેના ધનનો ગર્વ હોય છે. જે બુદ્ધિમાન હોય છે, તે પોતાની બુદ્ધિ માટે ગર્વાન્વિત રહે છે. દુર્ભાગ્યવશાત્ રમેશ પાસે ન્હોતું એવું ધન કે ન્હોતી એવી બુદ્ધિ કે જેનો તે ફાંકો રાખી શકે. એ માટે તે પોતાના ચારિત્રની રક્ષા ભારે સાવધાનીથી કરતો. જૂઠાને તે બહુ ધિક્કારતો. કોઈની લાગણી દુખાય એવું વચન તે કદી ન બોલતો. બીજાની સેવા–શુશ્રૂષામાં તે સદા શી રહેતો. કદી કોઈ તેનું અપમાન કરતું તો તે તરફ ધ્યાન ન આપતો, પણુ જો કોઈ તેની સામે કોઈ દુર્બળ પર અત્યાચાર કરતું તો તે તરત જ ઊકળી જતો. તેના શરીરમાં બળ પણુ એટલું હતું કે તે એકલો ચાર–પાંચ જણુને પૂરો પડી શકે. એક વખતે બે ગોરાઓએ તેની નજર આગળ એક મજૂરને કંઈક અપશબ્દો કહ્યા. રમેશે એકલાએ જ એ બન્નેને અચ્છી તરહથી પ્રસાદ ચખાડયો. આજના નવયુવાનોમાં સદાચારની માત્રા કમ છે. પણુ એ એક એવો યુવક હતો કે જે કદી કોઈની સાથે હસ્યો નહોતો. કૅાલેજના કેટલાક વિદ્યાર્થીઓ તેને ઢોંગી કહેતા, પણુ તેની તેને પરવાર નહોતી. એ જાણુતો હતો કે તેનું ચરિત્ર બિલકુલ નિર્દોષ છે; તેથી જ્યારે તે ચાલતો ત્યારે ઉન્નત મસ્તકે ચાલતો. તેણે જોયું કે સમાજમાં જે લોકો ભારે પ્રતિષ્ઠિત લેખાય છે તેમનામાં અધિકાંશ ચરિત્ર–હીન હોય છે. એ માટે તેણે કદી કોઇ પ્રતિષ્ઠિત વ્યક્તિની આગળ પોતાનું મસ્તક નમાવ્યું નહોતું. તે કહેતો કે વસુ અને વિદ્યામાં મારાથી કોઇ ભલે ઊચ્ચ હોય પણ મનુષ્યત્વની દૃષ્ટિએ હું કોઇથી ઊતરતો નથી. ચારિત્ર–હીન લોકોની શ્રેષ્ઠતાનો સ્વીકાર કરવો એટલે મનુષ્યત્વનો અનાદર કરવો એમ જ ગણાય. બીજા છોકરાઓ–ખાસ કરીને ધનિકોના દિકરાઓ–તેના આ ગર્વને જોઈ અંતરમાં બળી જતા. તેઓ એવો પ્રસંગ શોધ્યા

કરતા કે જ્યાં રમેશને નીચું જોવાનો વખત આવે. પરન્તુ, ક્રમભાગ્યે, તેઓને એવો અવસર ભાગ્યે જ મળતો.

રમેશદત્ત બ્રાહ્મણ હતો, એટલે તે બ્રાહ્મણોની સાથે જ ખાતો. એક વાર રઘુનંદન શાસ્ત્રી નામના એક પંડિત કોઈ કામ પ્રસંગે નાગપુર આવ્યા. ત્યાં તેમનો એક દિકરો શિરસ્તેદાર હતો. શાસ્ત્રીજી છોકરાના ઓરડામાં થોભ્યા. જમવાના સમયે બધા છોકરાઓ ભેગા થયા. બ્રાહ્મણ રસોઇઆએ પીરસવું શરૂ કર્યું. વાતમાં ને વાતમાં કોઇ છોકરાએ રમેશદત્તને શાસ્ત્રીજીનો પરિચય કરાવ્યો. શાસ્ત્રીજીએ પૂછ્યું–'તારું નિવાસ–સ્થાન કયાં છે ?'

'સાગર.' રમેશે જવાબ આપ્યો.

'સાગર ! શું તું પંડિત યોગેશદત્તને ઓળખે છે ?' શાસ્ત્રીજીએ પૂછ્યું.

'હું તેમનો જ પુત્ર છું.' રમેશ બોલ્યો.

ભોજન પીરસાઈ ચૂકયું હતું, પણ શાસ્ત્રીજી એકાએક આસન છોડી ઊભા થઈ ગયા અને બોલ્યા : 'હું અહીં નહિ જમી શકું.'

છોકરાઓએ પૂછ્યું : 'કેમ ?'

પહેલાં તો શાસ્ત્રીજીએ કંઈ ન કહ્યું, પણ જ્યારે છોકરાઓએ બહુ આગ્રહ કર્યો ત્યારે તેમને વિવશ બની કહેવું પડયું કે હું રમેશદત્તની સાથે બેસી નથી જમી શકતો.

રમેશની આંખોમાંથી આગના તણખા ઝરવા લાગ્યા. ગર્જનાપૂર્વક તેણે પડકાર કર્યો : 'શાસ્ત્રીજી, મારામાં તમે બ્રાહ્મણનું કયું લક્ષણ ન દેખ્યું ?'

'બેટા, એ બતાવવા હું અસમર્થ છું.' શાસ્ત્રીજીએ ઝંખવાણા પડતાં કહ્યું.

રમેશદત્ત : 'શાસ્ત્રીજી, સંસાર મારા ચારિત્રની પરીક્ષા કરી શકે છે. અહીં એવા બ્રાહ્મણોનો અભાવ નથી કે જેમનાં કૃત્યો તેમને શદ્રોથી પણ અધિક અધમ બનાવી શકે છે. પણ એમની સાથે બેસી ખાવામાં તમને બાધ નથી.'

શાસ્ત્રી : ' ભાઈ, જે બ્રાહ્મણ હોય તે જ બ્રાહ્મણત્વનો ગર્વ કરી શકે.'

રમેશ : તો શું હું બ્રાહ્મણ નથી ?'

શાસ્ત્રી : ' ભાઇ, મારે લાચારીથી કહેવું પડે છે કે ચરિત્રવાન હોવા છતાં પણ તું બ્રાહ્મણ નથી.'

રમેશ : ' કાં ?'

શાસ્ત્રી : ' શું તું જાણે છે કે તારા પિતા જ તને બ્રાહ્મણ નથી માનતા ? તેમણે તને તેમની અંત્યેષ્ટિ ક્રિયા કરવાનો અધિકારી પણ નથી ગણ્યો.'

રમેશનું માથું ઘૂમવા લાગ્યું. તેણે આગળ પૂછવાનું સાહસ ન કર્યું. પરંતુ આજ સુધી તેણે પોતાની જે પવિત્રતાની રક્ષા અમૂલ્ય નિધિ સમજી કરી હતી, તે પર આઘાત પહોંચતો હતો. તેણે ચીડાઇ જઈ પૂછ્યું : ' શાસ્ત્રીજી, બતાવો ! હું કેમ અધિકારી ન ગણાયો.'

શાસ્ત્રી : ' કારણ કે તારી માતા શૂદ્ર કન્યા હતી.'

રમેશનું ગર્વોન્નત મસ્તક નીચું નમી ગયું. તે દિવસે તેણે બોર્ડીંગ–હાઉસ છોડી દીધું. પણ તેના હૃદયની ગુફામાં એક જ્વાળા ભભકી ઊઠી. દિવસભર તે શહેરમાં ઘૂમતો રહ્યો, પણ તેણે ક્યાંય શાન્તિ ન ભાળી. તેણે સર્વત્ર અશાન્તિના હૂતાશ સળગતા દેખ્યા. સાંજ પડી. રાત્રીએ તેનો અંધાર પિછોડો જગત પર ઢાંકવા માંડયો. એક દુકાનની સામે એક બેન્ચ પડી હતી. દિવસ ભર રખડપટ્ટી કરી થાકેલો તેનો દેહ ત્યાં થાક લેવા બેઠો. થોડીવારમાં એક માણસે આવી પૂછ્યું: ' શું લાવું ?' રમેશ દત્તે કહ્યું: 'સરબત.' પેલો માણસ હસવા લાગ્યો. રમેશે તેના હસવામાં આશ્ચર્ય ભાળ્યું, પરન્તુ તે તેની ચિન્તામાં લીન હતો. તેને કંઈ ખ્યાલ નહોતો. ચિન્તા અને દુઃખથી અકળાતો માનવી જગતના ક્રૂર હાસ્યને કાં ગણકારે ? એક પળવાર પછી, એક ગ્લાસ લાવી પેલા માણસે રમેશની આગળ મૂક્યો. ગ્લાસ હાથમાં લેતાં જ રમેશ સમજી ગયો કે એ શરાબ છે,

અને તે શરાબની દુકાન પર બેઠો છે. પહેલાં તો તેને તે પ્રતિ ધિક્કાર આવ્યો. પણ તે વિચારવા લાગ્યો : ' ઠીક થયું; ભગવાને મને ઠીક રસ્તા પર મૂક્યો છે. મને હવે ડર કોનો ? સમાજે મારો તિરસ્કાર કર્યો : હું કાં સમાજનો તિરસ્કાર ન કરું ? સમાજની જૂઠી પ્રતિષ્ઠા માટે હું કાં ચિન્તા કરૂં ? હું નીચ હોઈશ, પણ સંસારમાં જે લોકો ઊંચા કહેવડાવે છે તેઓ તો મારાથી પણ અધમ છે. મેં મારા ચારિત્રની રક્ષા કરી, પણ તેથી શો લાભ થયો ? ચારિત્રવાન રહેવા છતાં મારે મારી માતાનું કલંક સહેવું પડશે; પણ દુશ્ચરિત્રના માટે તો કલંકની કંઈ વાત જ નથી.' આ પ્રમાણે વિચારતાં તેને સમાજની નિષ્ઠુરતા પર ક્રોધ આવ્યો. તેણે એક જ શ્વાસે ગ્લાસ ખાલી કરી દીધો અને બીજો લાવવા આજ્ઞા કરી. ક્ષણભરમાં શરાબના નશાએ તેને જુદા જ પ્રકારનો માણસ બનાવી દીધો. પૈસા ચૂકવી તે રાતભર એ દુકાનમાં પડી રહયો. બીજા દિવસથી તેનું બીજું જીવન શરૂ થયું.

બૉર્ડીંગ–હાઉસના છોકરાઓએ ધાર્યું કે રમેશ, કૉલેજ છોડી ચાલ્યો જશેઃ પણ તેમની અજાયબી વચ્ચે તેમણે જોયું કે તે પહેલાંની જેમ ઉન્નત મસ્તકે કૉલેજમાં આવે છે. હવે તેના મ્હોં પર નહોતો એ સુશીલતાનો ભાવ કે ન્હોતું એ અપૂર્વ તેજ. પણ તેનો ચહેરો એવો ભીષણ બનતો જતો હતો કે કોઈ તેને કંઈ પૂછવાની હિમ્મત કરતું નહિ. અત્યાર સુધી તે સહુથી પાછળ બેસતો હતો, પણ આજ તે પ્રોફેસરની સામેની બેન્ચ પર બેઠો. શરાબે જાણે તેની સુષુપ્ત બુદ્ધિને જાગૃત કરી દીધી; કારણ કે આજ તેણે પ્રોફેસરને એવા પ્રશ્ન પૂછ્યા કે સ્વયં પ્રોફેસર ચકિત થઈ ગયા. પ્રતિદિન આ પ્રમાણે ચાલતું રહયું. રાતભર રમેશ શરાબના ઘેનમાં બેશુદ્ધ પડી રહેતો અને સવારમાં પોતાનો પાઠ તૈયાર કરી કૉલેજમાં જતો. જે વિદ્યાર્થી પહેલાં સહુથી વધારે તેજ ગણાતો તેને રમેશ પાસે પોતાનો પરાભવ સ્વીકારવો પડયો. જ્યારે પરીક્ષા થઈ ત્યારે રમેશનો નંબર સહુથી પહેલો આવ્યો.

રમેશને હવે ન્હોતો ભય કે ન્હોતી ચિન્તા. તે નિશ્ચિન્ત બની બધું કામ કરતો હતો. તેના પિતાએ તેના માટે બેંકમાં સારી રકમ જમા કરી હતી. પરંતુ બે જ વર્ષમાં એ રકમ સાફ થઈ ગઇ. જ્યારે રમેશની પાસે એક પણ પૈસો ન રહ્યો ત્યારે તેણે બંગાલ–બેંકમાં નોકરી સ્વીકારી. પોતાના કામમાં તે ભારે પ્રવીણ હતો, તેથી થોડા વખતમાં તે સારી પાયરીએ ચઢી ગયો. તે માસિક ચારસો રૂપિઆ કમાવા લાગ્યો. પરંતુ એ પછી તેની શક્તિ ક્ષીણ થવા લાગી. દારૂએ ધીરે ધીરે તેના શરીરના સાંધા ઢીલા કરવા માંડયા. ચિત્તનાં ઉન્માદથી તેનામાં જે વિલક્ષણ બુદ્ધિ જાગૃત થઈ હતી તે ઘટવા લાગી. જ્યારે જ્યારે તે પોતાની ક્ષીણતાનો અનુભવ કરવા લાગ્યો ત્યારે ત્યારે તેણે શરાબની માત્રા વધારવી શરુ કરી. પરંતુ અત્યધિક માત્રામાં શરાબ પીવા છતાં પણ તેને કંઈ લાભ ન થયો. હવે તે તેનું કામ સારી પેઠે કરી શકતો ન્હોતો. આખરે એક દિવસ તેની નોકરી છૂટી ગઈ.

નોકરી છૂટતાં રમેશ જબલપુર ચાલી આવ્યો. ત્યાં તેને એક ખ્રિસ્તીનો ભેટો થયો. તેનું નામ હતું એ. ડી. સ્મિથ. તેની એક દારૂની દુકાન હતી. તેણે માસિક પચ્ચીસ રૂપીઆના પગારે રમેશને નોકર રાખી લીધો. રમેશ તેને ત્યાં રહેતો અને કામ કરતો. રાત્રે દારૂ ઢીંચી દુકાન પર પડી રહેતો. અહીંથી તેનું ત્રીજું જીવન શરુ થયું.

એ. ડી. સ્મિથના ઘરમાં એક છોકરી રહેતી હતી. તેનું નામ હતું લોની. લોનીનાં માબાપ મરી ગયાં હતાં. એ. ડી. સ્મિથ તેનો એક દૂરનો સગો થતો હતો. પરંતુ જ્યારે તેને ક્યાંય આશ્રય ન મળ્યો ત્યારે તેને સ્મિથના ઘરનો આશ્રય લેવો પડયો. છોકરી બહુ રૂપાળી અને સુશીલ હતી. સ્મિથના ઘરનું બધું કામકાજ તે સંભાળતી. જ્યારે તે તેના ઘર કાર્યમાંથી પરવારતી ત્યારે એકલી બેસી ચોપડી વાંચતી. કદી કદી તે બહારના ઓરડામાં આવતી. રમેશ ત્યાં સદા દારૂના નશામાં બેશુદ્ધ પડયો રહેતો. જ્યારે તે ત્યાં આવતી અને

સ્મિથના વિષયમાં કંઈ પૂછતી તો રમેશ અસ્પષ્ટ અવાજે કંઇક કહેતો, પણ લોનીના ચહેરા પર ઘૃણાનો એક એવો ભાવ તરી આવતો કે રમેશ તેના પ્રશ્નોના ઉત્તર દેવાનું ભૂલી જતો. કદી કદી તે કરુણાર્દ્ર દૃષ્ટિથી પણ રમેશની તરફ જોતી. તે સમયે રમેશના હૃદયમાં એક અસહાય વેદના ઊઠતી. રમેશ લોનીનો તિરસ્કાર અને ઘૃણા સહન કરી શકતો પણ તેની દયા તેના માટે અસહ્ય હતી.

રમેશની અવસ્થા દિન પ્રતિદિન બગડતી ગઈ. સ્મિથની દુકાન પર બે–ચાર ખ્રિસ્તીઓ ઘણું કરી આવ્યા કરતા. તેઓ રમેશને પોતાની પાસે બેસાડી દારૂ પીવડાવતા અને તેને ખૂશ કરતા. રમેશ તેમના મનોરંજન માટે કદી કૂતરાની બોલી બોલતો, તો કદી મરઘાની જેમ બાંગ દેતો. કદીક તે ગધેડાની જેમ ભૂંકતો તો કદીક ઘોડાની જેમ હણહણી બતાવતો. બધા તેની આબાદ નકલ પર તાળીઓ પીટતા, પણ જ્યારે લોની ત્યાંથી પસાર થતી, તે વખતે તે ઘૃણાથી મ્હોં ફેરવી લેતી. તે સમયે રમેશના હૃદયમાં પણ ગ્લાની ઉદ્‌ભવતી, પણ શરાબની લાલચે તે ફરી નકલ કરવા તત્પર થતો.

હજુ સુધી લોનીની સુન્દર દેહલતા પર કોઈ શરાબની ક્રૂર દૃષ્ટિના પડછાયા ન્હોતા ઊતર્યા. પરંતુ જ્યારે હોવર્ડ નામનો એક અર્ધગોરો દુકાન પર આવવા લાગ્યો ત્યારે તેણે એ પાપમંડલીમાં લોનીને પણ શામિલ કરવા ચાહ્યું. સ્મિથ સાહેબ પર હોવર્ડની જાણે કેવીય પ્રભુતા હતી કે સ્મિથ તેની વિરુદ્ધ એક પણ વાત કહેવાનું સાહસ કરી શકે તેમ નહોતું. લોની દુકાન પર કોક વખતે જ જતી, પણ જ્યારથી હોવર્ડે તેની સામે અટકચાળાં કરવાં શરુ કર્યાં ત્યારથી તેણે ત્યાં જવાનું બિલકૂલ બંધ જ કરી દીધું.

એક દિવસ હોવર્ડે બધા દારૂડીયાને નોતરું દીધું. નકલ કરવાને માટે રમેશને પણ આમંત્ર્યો. દુકાનથી થોડે દૂર એક નાળું હતું. તેને કિનારે ભોજનનો પ્રબંધ કરવામાં આવ્યો. જ્યારે બધા શરાબની પ્યાલીઓ પર એકચિત્ત હતા, તે વખતે ત્યાંથી લોની પસાર થઈ.

તેને ખબર નહોતી, કે બધા દારૂડિયા ત્યાં ભેગા થયા છે. ફરવાને વાસ્તે તે ત્યાં કોક દિવસ જતી. લોનીને દેખતાં જ હોવર્ડ ઊભો થઈ ગયો. લોનીએ તેની પ્રતિ દૃષ્ટિ પણ ન ફેંકી. તે ચૂપચાપ મ્હોં ફેરવી ચાલવા લાગી. એટલામાં હોવર્ડે જોરથી તેનો હાથ પકડયો અને કહ્યું: ' હવે ક્યાં ભાગીશ ?'

ભયભીત હરણીની જેમ લોનીએ રક્ષાને માટે બધા શરાબીઓ તરફ એક દયાભરી દૃષ્ટિ ફેંકી પણ તેમાંના કોઈની ગૂંજાશ નહોતી કે હોવર્ડની સ્હામે થઈ શકે. એકાએક પૂર્વસ્મૃતિની જેમ રમેશની આત્મ શક્તિ જાગૃત થઈ. તે બાજની જેમ હોવર્ડ પર કૂદ્યો. હોવર્ડ આ ઓચિંતા હૂમલાનો સામનો કરવા તૈયાર નહોતો. તે નીચે પટ-કાઈ પડયો. લોની પણ ઊભી થઈ ભાગી ગઈ. પણ આ તરફ હોવર્ડે રમેશની દુર્દશા કરી નાંખી. જ્યારે રમેશ ઘેર પાછો ફર્યો ત્યારે તે બે-દમ બની ગયો હતો. તે ચૂપચાપ એક ખૂણામાં સૂઈ ગયો. સ્વ-પ્નમાં તેણે જોયું કે એક દેવી સ્વર્ગથી ઊતરી તેના દેહ પર ધીરે ધીરે હાથ ફેરવી ચાલી ગઈ.

બીજે દિવસે રમેશે ઊઠી મનમાં કંઈ પ્રતિજ્ઞા કરી. ધીરે ધીરે તેણે શરાબની માત્રા ઘટાડવા માંડી. કોઈ કંઈ જાણી શક્યું નહિ. પ્રતિદિન તે ખૂબ વહેલો ઊઠી નદીના કિનારે જતો અને ત્યાં બે કલાક સુધી ચૂપચાપ બેઠો બેઠો કોઈનું ધ્યાન ધરતો. એ પછી તે દુકાનના કામમાં ગુંથાતો. હવે તે ઓછો દારૂ પીતો પણ લોકોની આગળ તો તે એમ જ બતાવતો કે તે ખૂબ દારૂ પીએ છે. હોવર્ડની તો તે ખૂબ ખુશામદ કરતો. હોવર્ડ જેટલું વધારે તેનું અપમાન કરતો તેટલો વધારે ખૂશી થઈ તે બોલતો: ' સાહેબ ! શરાબના નશામાં કંઇ ખ્યાલ નથી રહેતો. ' હોવર્ડની આગળ તે પહેલાંની માફક જાનવરોની નકલ કરતો. પણ એના ચહેરાનો રંગ ધીરે ધીરે બદ-લાવા લાગ્યો. કોઈ દારૂડીયાએ આ પરિવર્તનને દેખ્યું નહિ, પણ લોનીએ ફેરફાર સમજી ગઈ. એક દિવસ તેને સાંજે લોની સાથે

અચાનક ભેટો થઈ ગયો. લોનીએ કહ્યું: 'રમેશ, હું નથી કહી શકતી કે તેં મારા ઉપર કેટલો બધો ઉપકાર કર્યો છે. મને હવે જાણીને આનંદ થાય છે કે તેં તારા મનુષ્યત્વને પીછાન્યું છે.'

રમેશે શિર ઝૂકાવી ઉત્તર દીધો: 'મને ક્ષમા કરજે, પરંતુ મારી એક પ્રાર્થના છે. હવે કદી તને કોઇની સહાયતાની જરૂર પડે તો મારું સ્મરણ કરજે. હું તને વચન આપું છું કે તને અપમાન પહોંચાડી કોઈ પણ ઇસમ સહિસલામત ઘેર નહિ જઇ શકે.' બે મહિના વિતી ગયા. એક દિવસ રમેશ શરાબીનો સ્વાંગ સજી બેફામ પડયો હતો. એટલામાં હોવર્ડ તેના એક સાથી સાથે આવી ચઢયો. પહેલાં તો તેણે રમેશને એક ઠોકર મારી પણ રમેશ શાન્તજ પડી રહ્યો. રમેશને ચૂપ દેખી હોવર્ડની ખૂમારી ઊભરાઈ જવા લાગી. 'હરામજાદો બેશુદ્ધ પડયો છે. વારુ, તો મારી સ્કીમ સાંભળ! લોની અહીં હાથમાં નહિ આવે કાલે રવિવાર છે. તે જરૂર ચર્ચમાં જશે. પાછી ફરતાં નદીની તરફ આવે છે. ત્યાંથી પકડવાનું ઠીક પડશે. આપણે બન્ને જઈશું. તું તૈયાર છે?' તેની વાણીમાં બેપરવાઈની ગંધ હતી.

તેના સાથીએ જવાબ આપ્યો: 'વાત તો ઠીક છે, પણ સ્મિથે બખેડો ઊઠાવ્યો તો?'

હોવર્ડ: 'અરે સ્મિથ તરફની ફિકર તો રાખતોજ ના. એના હાથમાં રૂપિયા મૂકયા એટલે એનું મ્હોં બંધ.'

'સારું, ત્યારે હું તૈયાર છું.' લંપટ મિત્રે સૂર પૂર્યો.

થોડીવારમાં સ્મિથ આવ્યો. ત્રણેએ મળી દારૂને ન્યાય આપ્યો, અને વિખરાઈ ગયા. રમેશનું હૃદય ધડકવા લાગ્યું. તેણે લોની પાસે જઈને જોયું તો તે ઉદાસ બેઠી હતી. રમેશને દેખી તેણે પૂછયું: 'શું છે?'

રમેશે પોતે સાંભળેલી બધી વાત કહી સંભળાવી. લોનીએ કહ્યું: 'એમાં કંઇ નવાઇ નથી. મને તેની અમંગળ શંકાઓ પહેલેથીજ મૂંઝવી રહી હતી.' કહેતાં કહેતાં તેની આંખમાં આંસૂ ઉભરાયાં.

રમેશે લોનીનો હાથ પકડી કહ્યું: 'લોની, મને ક્ષમા કર: મારી ધૃષ્ટતાપર ધ્યાન ન આપ. હું તો પશુથી પણ અધમ બની ગયો હતો. તેંજ મને મારું જીવન પાછું આપ્યું. મારી નજરમાં તું એક સાધારણ સ્ત્રી નથી પણ સ્વર્ગની દેવી છું. કાલ હું તારી રક્ષા કરીશ. કાલ તું મારી શક્તિ જોઈ લેજે અને પછી મારાપર વિશ્વાસ બેસે તો હું આ જીવન તારી રક્ષાનો ભાર લેવાને તૈયાર છું. તેં સ્મિથના મ્હોડેથી મારા જીવનની પાપ કથા સાંભળી હશે, પણ મારા જીવનનો જે ઉજ્જવળ અંશ છે, તે તેં નથી દેખ્યો.'

લોનીનો કંઠ ભરાઈ આવ્યો. તેણે ગદ્દગદ સ્વરે કહ્યું: 'રમેશ મને તારા પર પૂર્ણ વિશ્વાસ છે.'

બીજા દિવસે નદીના કિનારે રમેશ ચૂપચાપ હોવર્ડ અને તેના સાથીની પ્રતિક્ષા કરતો બેઠો. થોડીવારમાં લોની આવતી જણાઈ. જ્યાં તે નદીના કિનારે પહોંચી ત્યાં અચાનક હોવર્ડ અને તેનો દુષ્ટ સાથી તેના પર તૂટી પડયા. હોવર્ડે, લોનીને પકડવા જેવો હાથ લંબાવ્યો કે તરતજ પાછળથી કોઈએ એક ધક્કો દઈ તેને નીચે તોડી પાડયો. હોવર્ડે ઊઠી જોયું તો રમેશ. 'યૂ ડૉગ' કહી હોવર્ડ તેની તરફ કૂદ્યો પણ રમેશે એક મુષ્ટિપ્રહાર દઇ નીચે નાખી દીધો. હવે તેનો સાથી રમેશ પર ઉલટયો પણ રમેશે તેને પણ સૂવાડી દીધો. એ વખતે રમેશમાં દૈવી શક્તિ આવી હતી. જ્યારે હોવર્ડ અને તેનો સાથી બેદમ બની ગયા ત્યારે રમેશ બોલ્યો: 'જો હવે કદી તમારી ઇચ્છા મારી સાથે લડવાની થાય તો મને મળજો.'

બીજે દિવસે લોનીનો વિવાહ રમેશની સાથે થઈ ગયો.

એટલું કહી રમાશંકરે મને પૂછ્યું: 'જુઓ ગાડી આવી ગઈ, પણ વાત કેવી છે તે તો કહો.'

મેં કહ્યું: 'વાત તો સારી છે, પણ હું તો તારી હીલચાલ જાણવા ચાહતો હતો: મારી ઉત્સુકતા રહી ગઈ.'

રમાશંકરે કહ્યું: 'મેંજ લોની સાથે લગ્ન કર્યું છે.'

× × ×